બલાકાના કેળવણી ખાતામાં ટેક્સ્ટ બુક.

# દેશીનામું.

કિંમત પાંચ આના.

રચનાર,

છ. સ. શાહ—વટોદ

મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતા માટે ટેકસ્ટ બુક,

# દેશીનામું.

ગુજરાતી શાળાઓને સારૂ

રચનાર,

છગનલાલ લલ્લુભાઈ શાહ—વડોદરા.

પ્રત—૩૦૦૦.

સન ૧૯૦૨—સંવત ૧૯૫૮.



કિંમત ૦-૫-૦ પોષ્ટેજ ૦-૧-૦.

# પ્રસ્તાવના.

મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાએ ટેક્સ્ટબુક તરીકે પસંદ કરવાથી નવાં ધોરણો પ્રમાણે સુધારીને આ આવૃત્ત પ્રગટ કરી છે.

સૌને નામું રાખવાની જરૂર છે. **'લાખની બક્ષીસ અને કોડીનો હિસાબ'** એ કહેવતનો હેતુ નામું રાખવાથી પાર પડે છે. **'સંભારીને નામું લખવું અને ઉંટે ચડીને ઉંઘવું'** એ કહેવત નામું લખવામાં રાખેલી આળસનું પરિણામ સમજાવે છે. નામું એક આરસી છે, તે પોતાના માલિકનાં ઉપજ ખરચ અને લહેણુદેણુ દર્શાવવા ઉપરાંત; કઇ જાતના લોકો સાથે ગાઢો સહવાસ હતો. કયા ધંધા પ્રત્યે ખાસ વલણ હતું, ધન સંચય કરવામાં કઇ જાતની નીતિ વાપરેલી હતી, પ્રમાણિકપણું કરકસર અને પારમાર્થિક બુદ્ધિ કેવા રૂપમાં હતાં, ઉડાઉ હતો કે કંજુસ? દર વર્ષે ચડતીને સારૂ કયો માર્ગ પસંદ કરવામાં આવતો વગેરે રહેણી કરણીનાં દર્શન થાય છે. અર્થાત્ **નીતિ સહિત વ્યવહારિક શિક્ષણ આપનાર નામું છે.**

આ અગત્યનો વિષય શાળાઓમાં ૭૮ ની સાલમાં દાખલ થયો. તેના શિક્ષણને સારૂ સાધન રૂપે 'સાર સંગ્રહ' 'સંસાર વ્યવહાર' અને **લેખાવળી** નામે ગ્રંથો હતા. પરંતુ તેમાં વિવેચન રહિત નમુના હોવાથી સંપૂર્ણ મદદગાર થઇ શક્યા નહિ.

એ ખોટ પૂરી પાડવાને વાસ્તે સન ૧૮૮૫ માં પ્રયત્ન કર્યો. જુનના શાળા પત્રમાં તે પછી તે બે મહિના લખાયો, લેખક તરીકે **'વડોદરાની'** સંજ્ઞા હતી, તેથી તેના લખનાર વિષે તપાસ ચાલી. તે ઉપર મુરબ્બી રા. બા. હ. દ્વા. કાંટાવાળા—એઓ* સાહેબનું ધ્યાન ખેંચાયું. મુંબાઇ હાય કોર્ટના એક કારકુન તરફથી એની લેખી પ્રત વેચાણ મળવા માગણી થઈ. એવાં કેટલાક કારણોથી તેની જાહેર ખબર છપાવવામાં આવી. જો હું ભૂલતો ન હોઉં તો મારે કહેવું જોઇએ કે **શાળાપત્રમાં સાંપ્રત વિષય પ્રગટ થયો ત્યારેજ લોકોને તેની ખરેખરી ખોટ છે એમ સમજાયું.** પછી કેટલાક સ્પર્ધા કરવાને તૈયાર થયા. તેની ખબર મળવાથી શાળા પત્રમાં છપાતું બંધ કર્યું. પછી સ્પર્ધાવાળા ગ્રંથો જોયા. તેમાં અપુર્ણતા હોવાથી મેં પુસ્તક પ્રગટ કર્યું. અને વિદ્વાન વર્ગની સેવામાં મૂક્યું. જગત ઝવેરી છે, તે ખરી કસોટી કાઢીને કિંમત કરે છે.

---

* વડોદરા રાજ્યને માટે સન ૧૮૮૯ના જુનમાં દેશીનામા સંબંધે એક પુસ્તક મંજુર રાખ્યું છે. જેનું નામ શાળોપયોગી દેશીનામું છે.

ઘર ખરચનું નામું પ્રથમ આવડવું જોઇએ. પછી દલાલી જેવા સરળ ધંધાના નફા તોટાનો જમા ખરચ નાખવાનું જાણી લઇને વ્યાજુ ધંધામાં પ્રવેશ થવો જોઇએ. ધીરવું, જમા માંડવું, વ્યાજ ગણવાં અને તેની કસર કાપવી. વગેરે બાબતનું પાકું જ્ઞાન પ્રાપ્ત થયા બાદ વેપારીના ધંધાનું વલણ આપવું જોઈએ. તે કામમાં માલની ખરીદી, તેની ખરાજાતનો ચડાવો, વેચાણ કરવું, અને આડતિયા તરીકે વેપાર ખેડવાનાં ઉદાહરણની સમજ મળયા પછી શરાફી ધંધામાં એટલે હુંડી પત્રીના નામા સંબંધે પ્રવેશ થવો જોઇએ.

આ રીતે વ્યવસ્થા થતાં વિષય પ્રવેશનું અઘરાપણું મટે છે, નિયમોની સ્પષ્ટતા ઉદાહરણોથી કરવી પ્રથમ સ્લેટ પર નમુના દોરાવવા તે કામ વ્યવસ્થિતપણે કરવા લાગે એટલે ચોપડીમાં નામું લખવાને આપવું. તેઓ જે નમુના દોરી લાવે તે નિયમસર, સફાઇબંધ અને ઘટતી ઇબારતમાં લખે છે કે નહિ તેના ઉપર ધ્યાન આપવું જોઇએ. કારણ સારૂ કામ કરવાની ટેવ પડવી જોઇએ.

---

# નામું શિખવવાની રીત.

## પાઠ ૧ લો.

સાધન—કોરો ચોપડો, છૂટો કાગળ.

### આરંભ પ્રશ્ન.

આ શું છે? ચોપડો તે શા કામમાં આવે? **નામું લખવાના.** નામું એટલે શું? જવાબ નહિ.

### મુખ્ય વિષય.

તમે પહેરો છો તે લૂગડાં, ખાઓ છો તે અનાજ, ભણો છો તે ચોપડીઓ, તમને મફત મળે છે? **ના.** શું કરવાથી મળે છે?

ઘર ખરચ. **પૈસા ખરચવાથી.** તમારે ઘેર શી શી બાબતનો ખરચ થાય છે? એ બધા ખરચને **ઘર ખરચ** કહે છે. ને તે ચોપડામાં લખાય છે. શું કહ્યું? શું લખાય છે?

તમારા બાપનો ધંધો શો છે? તેઓ શા માટે ધંધો કરે છે? **કરાવાને.** કમાવું ઉપરથી કમાઈ કે કમાણી નામ પડયું છે. શું

પેદાશ કે કમાણી. કહ્યું? તેમજ પેદા કરવું ઉપરથી પેદાશ નામ પડયું છે જે કમાઇએ અથવા પેદા કરીએ તે ચોપડામાં લખાય છે. **પહેલાં શું** કહ્યું હતું? હાલમાં કઈ બાબત કહી? ચોપડામાં શું લખાય છે?

ધારો કે આપણે બજારમાં જઈ ચડયા, ત્યાં કોઈ ચીજ ખરીદવાનું મન થયું. પણ પાસે પૈસા નથી તો શી રીતે ખરીદ કરી

લેવડ દેવડ. શકીએ. **ઉધારે અથવા ઉછીનું નાણું લઇને.** ત્યારે ઉછીનું અથવા ઉધારે લીધું દીધું હોય તે પણ ચોપડામાં લખાય છે.

ત્રીજું શું લખાય છે?

કહો ત્યારે ચોપડામાં કેટલી બાબતો લખાય છે? તેનાં નામ આપો.
એ ત્રણ બાબતો એકજ શબ્દમાં સમાય છે માટે તેને **નામું**
નામું. કહેછે. શું કહ્યું? નામું લખવામાં કઇ કઇ બાબતનો સમાસ થાય
છે? **નામું એમાં બે શબ્દ** છે. નામ + ઉં. ઉ ક્રિયા બતાવનાર પ્રત્યય
વ્યાખ્યા. છે. નામે માંડવાની ક્રિયા થાય છે માટે નામું કહે છે. શું?
હવે ચોપડો જુઓ, તેમાં આ સળ છે. ગણો તે કેટલા છે? જુઓ
આ કાગળ છે, તેમાં હું સળ પાડું છું. પ્રથમ શું કરૂં છું?
સળ. બેવડો, **પછી** બેવડો. એ ક્રિયાથી કેટલા સળ થાય છે? ચાર.
હવે બેવડો વાળું છું. કેટલા સળ થયા. આઠ. લો તમે આ કાગળ
ઉપર આઠ સળ લાવો. **જુઓ વળી બીજા કાગળમાં છ સળ પાડું છું.**
આવો તમે છ સળ પાડી બતાવો. હવે નામું શી રીતે લખાય છે તે કાલે કહીશ?

## પુનરાવર્તન.

નામું એટલે શું? છ સળ શી રીતે પડે? પેદાશનો મૂળ શબ્દ.

## રોજમેળ લખવા ઉપર પાઠ.

સાધન—ચોપડો, ઠાલી કોથળી. (પાંચ રૂપિયા રાખવા ને તે ગુપ્તપણે બે છોકરાઓને આપી મુકવા.)

### આરંભ પ્રશ્ન.

ચોપડામાં શુ લખાય છે? **નામું**. તમને નામું લખતાં આવડે છે? **ના**. આજે હું તે શિખવુ છું.

### મુખ્ય વિષય

જુઓ હું પાટીઆ ઉપર લીટી દોરૂં છું. હવે તેના ઉપર આજની
મીતિ તારીખ નોંધું છું. વાંચો. જે દિવસનું નામું લખવું હોય તે આ
રીતે મથાળે લખાય. શું લખાય. તે શું બતાવે છે?
તારીખને છેડે કયો શબ્દ છે? **રોજમેળ** રોજમેળમાં કેટલા શબ્દ
છે? બે. મેળ એટલે શું? હિસાબ મેળવવો. જે ચોપડામાં રો-
રોજમેળ જનો હિસાબ મેળવવો પડે તેનું નામ રોજમેળ કહેવાય. કોનું નામ?
હવે મે શું કર્યું? જ અને ઉ નિશાની દોરી. જ એટલે જમા પાસુ
કહેવાય, ઉ એટલે ઉધાર બાજૂ સમજવી. ઉધાર પાસુ કયા
જમા અને હાથ તરફ છે? તમે જમા પાસુ બતાવો. આ બે નામ ઉપ-
ઉધાર. રથી ચોપડાના પૃષ્ઠના બે ઊભા ભાગ પડે છે. કયા કયા?
આપણે ત્યાં જે રકમો આવે તે જમા થાય. કયાં આગળ લખાય?
આપણે ત્યાંથી જે રકમ જાય તે ઉધારમાં લખાય. કઈ જાતની રકમ ઉધરે?
જુઓ તમારા આ મિત્ર ૩) આપી જાય છે. એમનું નામ શું છે?
જગુભાઈ રંગીલભાઈ. ત્યારે એમના નામે હું ૩) જમા કરૂં છું. તેમનેત્રણ
રૂપિયા આપવા પડશે માટે દેવા થયા કહેવાય. શું કહ્યું? કોના દેવા થયા?
આ પહેલા સળમાં રૂપીઆનો આંકડો માંડું છું. પછી જમા બાજૂ-
માં કેટલા સળ વધે છે? તે ત્રણ સળપર લીટી દોરૂં છું. પછી નામ
લખું છું અને છેડે 'નેખાતે જમા' એવા શબ્દો જોડું છું. આંકડો
ક્યાં લખ્યો? શી રીતે જમા કર્યું?

હવે તેનું પેટું પાડું છું. તેમાં રૂપિયાનો આંકડો ફરીથી ભરૂં છું. અને બ્યારતમાં લખું છું કે રોકડા હસ્તે પોતે આપી ગયા છે. પેટું વાંચો. ( આ કામ પુરૂં થઈ રહે એટલે બીજો છોકરો મળેલી રકમ આપવાઆવે. )

જુઓ હવે બીજી રકમ જમા કરવાની આવી. ચાલો આવો. તમે ( અમુક નંબર ) જમા કરો જોઇએ. પહેલું શું લખશો ? લખો. પછી બ્યારતમાં શું લખશો ? લખો. અમુક નંબર આવો. તમે પેટામાં લખો. કેટલા રૂપિયા લખ્યા. બે. ઠીક, હકીકત લખો. આપણે કોનું કોનું દેવું થયું?

આ બધા રૂપિયા કોથળીમાં નાખું છું કેટલા થયા છે ? ૫.

હવે જુઓ, આ તમારો મિત્ર ૩૨) ઉછીના લઇ જાય છે. તેમનું નામ શું છે ? જે રકમ જાય તે કઇ બાજૂએ લખવી જોઇએ ? ઉધારમાં લખું છું. એ રૂપિયા લહેણા થયા ગણાય. ૩૨ ) અમુકને ખાતે ઉધાર. વાંચો. આંકડો ક્યાં લખ્યો ? મથાળુ શી રીતે કર્યું ? હવે પેટામાં લખું છું તમે પેટું વાંચો. કોની પાસે લહેણું છે ? દેવું કોનું કોનું છે ?

વળી ૩૧) આ મિત્ર લઈ જાય છે. તમે આવો ઉધારો જોઇએ.

કેટલા રૂપિયા કોથળીમાંથી ગયા. ત્રણ. હવે કેટલા રહ્યા બે. એ પ્રમાણે ચોપડામાં રહે છે કે નહિ તે આપણે જોઇએ.

જમા રકમનો સરવાળો જમામાં અને ઉધારનો સરવાળો ઉધારમાં ટાંકું છું. તમે જમામાંથી ઉધારનો સરવાળો બાદ કરો, ને કહો કે શું વધે છે ? બે. તમે જુઓ કોથળીમાં કેટલા છે ? બે? આ પ્રમાણે ચોપડાની સાથે કોથળીની રકમ મળે ત્યારે નામું લખેલું ખરૂં ગણાય. કોની સાથે મેળ લીધો ? શી બાબતનો'

ચોપડાની રકમ કોથળી સાથે મેળવવી.

બાદ બાકીમાં કેટલા વધે છે ? બે. એ વધેલી રકમને ' શ્રી જણસે કહે છે, અને તે ઉધારમાં લખાય છે. શું લખાય છે ?

શ્રી જણસે

હવે ઉધારનો સરવાળો ફરી મુકું છું. બે બાજુઓના સરવાળા જુઓ ? સરવાળા સરખા થાય તેને મેળ મળ્યો કહે છે. અને દરેક બાજુ પુરી લઇએ તેને મેળ બંધ કર્યો કહે છે.

મેળમળ્યો.

જુઓ ત્યારે હવે આવતી કાલને માટે મેળ દોરી મુકું છું. વાંચો. તેમાં પહેલું શું કર્યું. પછી શું દોર્યું? હવે શ્રી જણસેમાં જે ૩૨ ) રહ્યા છે તે અહીંઆં ઉતારૂં છું ૩૨ ) શ્રી પરાંત બાકી. વાંચો. કઇ જણસનું નામ ? ક્યારે પડે ?

## પુનરાવર્તન.

શિક્ષકે પાટીઆપરથી ચોપડીમાં ઉતારો કરી બાલકોને તેનો અનુભવ આપવો. અથવા વિદ્યાર્થીઓ પાટીઆપરથી નકલ કરે, તે જોવો.

**છગનલાલ લલ્લુભાઈ શાહ—વડોદરા.**

---

# અનુક્રમણિકા.

## નામાવિષે. ૧—૨



## રોજમેળ વિષે ૨—૮



## ઘર ખરચનું નામું. ૮—૧૦



## લેવડ દેવડનું નામું. ૧૧—૧૬



## વટાવ ખાતું. ૧૬



## વ્યાજુ ધંધાનું નામું. ૨૦—૪૩

## વેપારીના ધંધાનું નામું. ૪૪—૫૨



## ચિઠીપત્રી કે હુંડી વિષે—શરાફી ધંધાનું નામું. ૫૩



## પરચુરણ જમા ખરચ.



## મનોયત્નના જવાબ-દોરેલા નમુના.



## કેટલાક ચોપડાના નમુના.

શ્રી ગણેશાયનમ:

# દેશીનામું.

---

૧ ઉપજ, ખરચ અને લેવડ દેવડ બહુ પ્રકારનાં તથા અનિયમિત હોય છે, એટલે એ દરેક બાબતને લગતી હકીકતનો દાખલો રાખવો તેને નામું કહે છે.

પેદાશ અને ખરચ કેવા પ્રકારનાં છે, કોની પાસે કેટલું લહેણું પડે છે, કોનું કેટલું દેવું છે, ગઇ સાલ કરતાં આ વર્ષમાં કઇ રકમ હદ ઉપરાંત ખરચાઇ છે, અને કઇ જાતની કમાણીમાં વધઘટ પડી છે, એ વગેરે બાબતોથી જાણીતા થવાનું સાધન નામું છે.

ઉપર જણાવેલી બાબતોને લગતી હકીકત હમેશાં મ્હોડે યાદ રહી શકે નહિ, માટે દરેક માણસે નામું રાખવું જોઇએ, અને તે રીતસર તથા નિયમિત લખવું જોઇએ. વેપારી લોકો નામું લખવાની બાબતમાં બહુજ ચોકસ હોય છે. તેઓ આપ-લે થતાની સાથેજ નામે ટપકાવે છે, પરંતુ સંભારીને લખવા ઉપર રાખતા નથી જેઓ એવા કામની અંદર આળસ રાખે છે, તેઓ પોતાના રોજગારમાં ફાવી શક્તા નથી.

૨ નામું લખવાને સારૂ બાંધેલા કાગળોના જથાને **ચોપડો** કહે છે.

**ચોપડા બાંધવાની રીત—**

દરેક કાગળનાં ઊભાં બબ્બે કે ત્રણ ત્રણ પાનાં પાડીને દરેક પાના ઉપર આઠ આઠ કે છ છ સળ આવે તેમ તેને વાળો. સળનો અર્થ 'હાંસિયો રાખવો' કે ગડીઓ પાડવી થાય છે. આઠ સળ લાવવા હોય તો દરેક પાનું ત્રણવાર ઊભું બેવડું વાળો. છ સળ લાવવા હોય તો પ્રથમ ઊભું બેવડું લઇને તેને ત્રણ ભાગે વાળો. પછી સળ પાડી તૈયાર કરેલા કાગળો પૂઠાની અંદર ગોઠવીને સાંધી લો એટલે ચોપડો થશે.

૩ સાધારણ ઘર ધણીને ઉત્પન્ન, ખરચ અને કોઇને કંઇ રકમ આપી લીધી હોય તેનો હિસાબ રાખવાનો હોય છે, અને વેપારીને તે

ઉપરાંત લીધેલા માલનો તથા રકમ ધીર્યાનો હિસાબ રાખવાનો હોય છે; તેથી ઘરધણી તરીકેનું નામું લખવું તેને **સાદુંનામું** કહે છે. સાદુંનામું રાખનારનો વ્યવહાર રોજમેળ તથા ખાતાવહી નામે બે ચોપડેથી નભે છે, અને વચલા વાંધાના વેપારીઓનો વ્યવહાર ત્રણ ચોપડેથી નભે છે. ત્રણ ચોપડે નામું રાખવામાં બહુ ચોપડેથી નામું રાખવાની ઢબનો સમાસ થઇ શકે છે. જો વિદ્યાર્થીઓને પ્રથમ સાદુંનામું એટલે બે ચોપડેથી નામું રાખવાનાં તત્વો, અને પછી ત્રણ ચોપડેથી નામું રાખવાની પદ્ધત સારી રીતે શિખવવામાં આવી હશે તો તેઓ ગમે તેવા વેપારીની દુકાને નામું લખવાના સંબંધમાં પાછા હઠી શકશે નહિ. આ શુભ હેતુ ધ્યાનમાં લઇને સરકારે આપણી શાળાઓમાં ત્રણ ચોપડેથી નામું શિખવવું પસંદ કરેલું છે. તે ત્રણ ચોપડાનાં નામ—

**(૧) રોજમેળ. (૨) ખાતાવહી. (૩) વ્યાજવહી.**

## પુનરાવર્ત્તન માટે પ્રશ્ન.

(૧) નામું એટલે શું? (૨) નામું રાખવાની જરૂર શી? (૩) ચોપડા બાંધવાની રીત કહો? (૪) સાદુનામું કોને કહેવું? તેને માટે કયા ચોપડા જોઈએ?

---

## રોજમેળ.

૪ રોજમેળ દરરોજનો હિસાબ એટલે નામું લખવાનો ચોપડો તે બે રીતે લખવામાં આવે છે તેથી તે બે નામથી ઓળખાય છે.—

(૧) રોજમેળ (૨) બેઠો મેળ.

૫ દરરોજ નામું લખી લખીને સિલક કહાડે તેને **રોજમેળ** કહે છે, પરંતુ બે દિવસ કરતાં વધારે દિવસોનું ભેગું નામું લખીને સિલક કહાડે તેને **બેઠોમેળ** કહે છે. અઠવાડિયાનો, પખવાડિયાનો કે આખા માસનો બેઠોમેળ હોઇ શકે, અને માલ ધણીની નજરમાં આવે ત્યારે મેળ બંધ કરીને સિલક કહાડી શકે.

આ બંને જાતના મેળ લખવામાં તફાવત એ છે કે–તારીખવાર મેળ લખવો હોય તો દરરોજના મેળ ઉપર મથાળે જે તે તિથિ લખવામાં આવે છે (જુઓ મેળ) અને બેઠો મેળ લખવો હોય તો 'મથાળે માસનું નામ તથા અમુક તિથિથી અમુક તિથિ સુધીનો મેળ' એમ જણાવીને જમા

ખરચ લખતી વખતે જેના તેના નામની પાછળ ચોકસ તિથિ લખવામાં આવે છે. (જુઓ માસનો એઠો મેળ)

૬ **રોજમેળ રાખવાથી એવો લાભ છે કે,** દર તારીખે કેટલી સિલક છે, કોના તરફથી કેટકેટલી રકમ જમા થઇ, કોને કેટકેટલી રકમ અપાઈ તથા ઘર ખરચમાં કેટલું ખરચાયું–એ બધું સમજવાનું બની આવે છે.

૭ વેપારી લોકોને દિવસે રીતસર નામું લખવા જોગ અવકાશ મળતો નથી માટે તેઓ રાત પડે નામું લખે છે; અને દિવસે કરેલી આપ લે મ્હોડે નહિ રાખતાં જે તે વખતે લેનાર દેનારને નામે પાટી પત્રા કે કાગળ ઉપર ટપકાવે છે, જેને **ટીપણુ** કે **ટાંચણુ** કહે છે; અને તે ઉપરથી નવરાશની વેળાએ રોજમેળ તૈયાર કરે છે.

ભારે વેપારી હોય છે તે ટાંચણુને વાસ્તે પણ ચોપડી રાખે છે, જેને ગુજરાતીમાં સુડિઉ અને કાઠિયાવાડ તરફના ભાગમાં ઘડિઉ કે દનીઉ કહેછે.

૮ દર વર્ષે ચોપડા બદલવાનો જે રિવાજ છે. તે બહુ લાભકારક છે. તેને લીધે સર્વ જાતના હિસાબની ચોખવટ થાય છે, તથા નફો તોટો સમજવાનું બની આવે છે.

૯ **નામું લખવું કહો કે જમા ખરચ નાખવું કહો;** એ બેનો અર્થ એકજ છે. નામું લખવામાં બે જાતની રકમો મુખ્ય છે. (૧) જમાની (૨) ખરચની. આવેલી રકમો હોય તે જમા થાય છે, અને ગયેલી રકમો હોય તે ઉધરે છે. જે રકમ જમા થઇ તે દેવી પડી સમજવામાં આવે છે.

આ બે બાબતો ઉપરથી ચોપડાના દરેક પાનના ઊભા બે ભાગ પાડવામાં આવે છે, જેમાં જમણી તરફના અર્ધા ભાગને જમા બાજૂ અને ડાબી તરફના અર્ધા ઉભા ભાગને ઉધાર બાજૂ કહે છે. તે ધ્યાનમાં રહેવાને સારૂ દરેક રોજમેળની અંદર જમાને બદલે જ અને ઉધારને બદલે ઉ નું નિશાન કરવામાં આવે છે. (જુઓ મેળ)

**૧૦ નામું લખવાની રીત**—દરેક ચોપડાના આરંભમાં માલિકનું નામ, વતન અને સાલ લખવાં જોઇએ.

જ્યારે જ્યારે મેળ લખવો હોય ત્યારે ત્યારે એક આડી લીટી દોરી તેના ઉપર સંવત્ મહિનો અને મીતિ સાથે અંગ્રેજી તારીખ મહિનો અને સન લખવાં. તેની નીચે સંક્ષેપમાં જમા ઉધારની નિશાનીઓ દોરવી.

પછી જમા બાજૂએ આરંભમાં ગયા દિવસની સિલક હોય તે લખીને, આવેલી રકમોને જમા કરવી તથા જનારી રકમોને ઉધારવી. એ પ્રમાણે બધું નામું લખાઈ રહે એટલે તે બંધ કરીને ચાલતા દિવસમાં છેવટે સિલક રહેતી હોય તે તારવી કાઢવી.

ચોપડાના દરેક પાના ઉપર સળ પાડેલા હોય છે તેનો ઉપયોગ જમા ઉધાર નાખતી વખતે કરવો જોઇએ. દરેક બાજૂમાં પહેલા સળ ઉપર આંકડા માંડવા અને બાકીના સળ ઉપર ઇબારત અથવા વિગત લખવી. ( જુઓ પ્રત્યક્ષ ચોપડો )

**૧૧ જમા ઉધાર નાખવાની રીત**—જેના નામ ઉપર જમા ઉધાર નાખવું હોય તે ધણીનું અટક સાથે નામ લખીને છેવટે ' ખાતે જમા કે ઉધાર ' એ શબ્દો જોડવા. જેમકે---

**અ** ગાંધી મોહનલાલ અમૃતલાલ રૂ ૫ ) લઇ ગયા છે, તે તેમને નામે ઉધારવા હોય તો ૫ ) **ગાંધી મોહનલાલ અમૃતલાલને ખાતે ઉધાર.**

**બ** અમદાવાદવાળા પટેલ મોતીલાલ સામળભાઇ રૂ ૧૦૧ ) ભરી ગયા છે તે એમને ખાતે જમા કરવા હોય તો ૧૦૧ ) અમદાવાદવાળા પટેલ મોતીલાલ શામળભાઇને ખાતે જમા.

એ રીતે પહેલી લીટીએ જેને તેને નામે જમા ઉધારનું મથાળું લખવું. પછી પેટામાં રકમની વિગત લખવી.

મથાળાની નીચે ડાબે પડખે થોડીક જગો રાખીને લીટી દોરવામાં આવે છે તેને પેટું પાડયું કહે છે, એની અંદર નાણાંની જાત, બાબત અને લેનાર દેનારનું ચોકસ નામ લખવામાં આવે છે. જો માલની લેવડ દેવડ હોય તો માલનું નામ, વજન, અને ભાવ નોંધવામાં આવે છે. જેમકે.

| જ | ઉ |
|---|---|
| ૧૫ ) મહેતા મણિલાલ મૂળજીને ખાતે જમા. | ૧૦ ) માસ્તર બાળકૃષ્ણ મનસુખરામને ખાતે ઉધાર. |
| ૫ ) રોકડા. | ૧૦ ) પાઘડી નંગ ૧ હા. આપનાચિરંજીવ દલસુખરામ લઈ ગયા છે. |
| ૧૦ ) પાઘડી ૧. | |
| ૧૫ ) તમારે ખાતે જમા. | |

**૧૨ આંકડા માંડવાની રીત**—વેપારી લોકો રૂપીઆ આનાને પાઈના આંકડા હોય તો રૂપીઆ સાથે આના કે રૂપીઆ સાથે દોકડાના રૂપમાં ગણીને આંકડા માંડે છે. જેમકે રૂ. ૧-૧-૧ હોય તો રૂ. ૧ ) ૬ાા દોકડા ( ૨ ) રૂ.૧-૧૩-૪ હોય તો રૂ. ૧ાાાના લખે છે. માટે નામુ લખતી વખતે જ્યાં પાઈનું રૂપ આવતું હોય ત્યાં ઉપર પ્રમાણે દોકડાનો મેળ લઇને આંકડો લખવો.

૧૩ ગયા દિવસની સિલક રહી હોય તેને **'શ્રી પુરાંત બાકી'** કહે છે, અને ચાલતો મેળ બંધ કરતાં જે સિલક વધી હોય તેને **'શ્રીજણુસે'** કહે છે. દરેક રોજમેળની અંદર જમા ઉધારની નિશાનીઓ માંડ્યા પછી જમા બાજૂએ આરંભમાં **'શ્રી પુરાંત બાકી'** હોય તે લખાય છે, અને તે પછી જમા કે ઉધાર નાખવાનું કામ ચાલુ કરવામાં આવે છે. તેમજ ઉધાર બાજૂમાં તમામ જાતની રકમો ઉધરી રહે ત્યાર બાદ **'શ્રી જણુસે'** નો આંકડો નક્કી કરી લખવામાં આવે છે, અને તેજ રકમ બીજા મેળમાં પુરાંત બાકીને નામે ટંકાય છે. ( જુઓ મેળ. )

## રકમોના પ્રકાર.

૧૪ જમા ઉધાર નાખવાની જે રકમો હોય છે તે બે પ્રકારની હોય છે. ૧ રોકડી. ૨ જમાખરચી.

૧૫ જે રકમ **જાતે** રોકડ છે, જમા થવાથી સિલકમાં વધારો કરે છે, અને ઉધારમાં નાખવાથી સિલકને ઘટાડે છે તેને **રોકડી રકમ** કહે છે. **રૂપિયા, પૈસા, નોટો,** ખાતે ચોઢવાની ટિકીટો, પોષ્ટની ટિકીટો, અને સ્ટામ્પના કાગળો રોકડી રકમ કહેવાય છે. જમા ખરચની અંદર રોકડી રકમ સમજાય તેટલા માટે પેટાની અંદર ' રોકડા ' એમ લખાય છે. શ્રી જણુસેની અંદર રોકડી રકમ હોય તેજ લખાય છે. ( જુઓ મેળ. )

૧૬ જે રકમ પ્રત્યક્ષ રોકડી નથી, તેમજ જમા ખરચમાં પડીને સિલકમાં વધઘટ કરી શકતી નથી. પરંતુ જૂદે જૂદે ખાતે લેવડ દેવડનો વ્યવહાર કરાવે છે તેને **જમાખરચી** રકમ કહે છે. એવી રકમનો જમા ખરચ નાખતી વખતે પેટામાં જમા ખરચ, અમુકને ખાતે જમા કે ઉધાર એવું લખાય છે ( જુઓ રોજમેળમાં ) જેમ કે **અ** એ **બ**ને ત્યાંથી રૂ. ૧ ) નો ગોળ શેર ૮ ખાવાને સારૂ ઉધારે લીધો, તો—

**અ** પોતાના રોજમેળમાં **બને** નામે રૂ. ૧ ) જમા કરીને ખરચખાતે ઉધારશે. અને ખરચ ખાતાના પેટામાં લખશે કે રૂ૧ ) જમા ખરચ ગોળ શેર ૮ **બને** ખાતે જમા કરીને ઉધાર. ને તેથી ઉલટું જમાના પેટામાં લખશે.

તેમજ **બ** પોતાના મેળમાં **અને** નામે ઉધારશે અને ગોળનું વેચાણ થયું માટે રૂ. ૧ ) વકરાખાતે જમા લેતાં લખશે કે જમા ખરચ **અને** ખાતે ઉધાર.

આ ઉપરથી સમજાશે કે **અને** ત્યાં **બને** તથા ખરચ ખાતે; તેમજ **બને** ત્યાં **અને** તથા વકરા ખાતે; એમ જૂદે જૂદે ખાતે લેવડ દેવડનો વ્યવહાર થાય છે માટે એ રકમ **જમાખરચી** છે. એવી રકમ જમા થવા આવે ત્યારે એકને ખાતે જમા થઇ કોઇ બીજે ખાતે ઉધરે; અને ઉધારવામાં આવે ત્યારે એકને ખાતે ઉધરી, કોઇ બીજે જ ખાતે જમા થાય. **જમાખરચી** રકમને કોથળીમાની પુરાંત સાથે કશો સંબંધ હોતો નથી. તમામ પ્રકારની **ઉધાર લેવડ દેવડને જમાખરચી** રકમ કહે છે. (જુઓ મેળમાં ઉધાર માલનો, હુંડીનો, કબૂલતનો, લહેણુદહેણુ પેટે ખંડેલી જણુસ ભાવ કે દોરદાંકનો જમાખરચ. )

—(:)—

## પુનરાવર્તન માટે પ્રશ્ન.

(૧) રોજમેળ અને ખેડામેળની વ્યાખ્યા તથા તેમાં તફાવત? (૨) ટાંચણ અને સૂડીઉ કોને કહે છે ? (૩) દર વર્ષે ચોપડા બદલવામાં શો લાભછે? તમારા ઘરના ચોપડામાં બેસતા વર્ષે પ્રાર્થનારૂપે શું લખોછો? (૪) મિતિ નાખવામાં શુંશું લખવું જોઇએ? (૫) જમા ઉધારની વ્યાખ્યા, તે ઉપરથી કઈ જાતની રકમો સમજાય છે,તથા તેને લગતા પારિભાષિક શબ્દો કયા છે ? (૬) સળનો ઉપયોગ સમજાવો, ને જમા ઉધાર નાખવાથી રીત પેટા સાથે કહો જોઈએ? (૭) એક રકમનું પેટું પુરવાની રીત, અને પેટાની અંદર કઈ કઈ બાબતો આવવી જોઈએ તે લખો. (૮) વેપારીઓમાં રકમના આંકડા મૂકવાની રીત બતાવશો ? (૯) શ્રીપુરાંત બાકી એટલે શું? ગયા મેળમાં તેનું નામ શું હોય, અને તે મેળમાં કયે સ્થળે લખાય છે? (૧૦) શ્રીપુરાંતની અંદર મીડું હોય તો આંકડો લખવામાં શી વ્યવસ્થા કરવી જોઇએ? (૧૧) નામું રાખવાનો હેતુ શો ? (૧૨) શ્રીજણુસની અંદર કઈ જાતની રકમ આવી શકે. (૧૩) રોકડી રકમ એટલે શું ? (૧૪) જમા ખરચી રકમ કોને કહેવી તે દાખલો આપી સમજાવો.

## રોજમેળ નક્કી કરવા વિષે.

૧૭ જમા અને ઉધાર બાજૂએ રકમો લખાઈ રહે એટલે વિગત લખવાની જગોમાં નાની બેવડી લીટીઓ દોરી, પુરાંત બાકી સિવાય આખા દિવસમાં થયેલી જમા રકમનો સરવાળો જમા તરફ, અને ઉધાર રકમોનો સરવાળો ઉધાર પાસે લખવો. (જુઓ દરેક મેળ.) પછી જમાના સરવાળામાં પુરાંત બાકી ઉમેરતાં જે સરવાળો આવે તે જમા પાસે મૂકેલા સરવાળા નીચે ફરીને બીજી લીટીએ ટાંકવો. (જુઓ દરેક મેળ.)

૧૮ જમા અને ઉધાર બાજૂએ એ પ્રમાણે થયેલા સરવાળાની જૂદા કાગળ ઉપર બાદબાકી કરવી. બાકી વધે તે આવતા દિવસ માટે પોતું રહ્યું સમજવું. પછી તેટલો અવેજ કોથળીમાં તપાસી જોવો. જો બરાબર મળી જાય તો લખેલું નામું ખરૂં સમજી ઉધાર બાજૂએ એક લીટી દોરી તે ઉપર શ્રીજણસે એમ લખીને પેલી વધેલી રકમ ટાંકવી. તેના પેટામાં રોકડા, છુટા, ખાતે ચોડવાની ટિકિટ, પોષ્ટકાર્ડ અને નોટો વગેરે ફોડ લખવી. પછી ઉધાર બાજૂનો સરવાળો અને શ્રીજણસે એકઠાં કરીને તે આંકડો બીજી નાની લીટીએ લખવો. એમ કરવાથી જમા ઉધાર બાજૂના સરવાળા સમાન થશે. એ પ્રમાણે બંને પાસાં સરખાં થાય તેને 'મેળ મળ્યો' કહે છે.

૧૯ જો મેળ ન મળે તો જાણવું જોઈએ કે નામું લખવામાં ભુલ થઈ છે. એવી ભૂલો બે જાતની થવાનો સંભવ છે.

અ ચોપડા કરતાં કોથળામાં ઘટે. બ કોથળી કરતાં ચોપડામાં ઘટે.

અ આપેલી રકમ ઉધારવી રહી જાય તો ચોપડા કરતાં કોથળીમાં ઓછું રહે; માટે યાદ લાવી રહેલે ખાતે ઉધારવું. ખાતાદાર માલૂમ ન પડે તો *શાહ—ખાતે ઉધારવું, અને યાદ આવેથી નામ સુધારી લેવું.

વળી ઉધાર બાજૂને બદલે જમા બાજૂએ લખાઈ ગયું હશે તો કોથળીમાં ઘટશે. એવી વખતે આપેલી રકમથી બમણું કોથળીમાં ઘટશે,

---

* એવી રકમ શ્રીજણસેના પેટા ઉપર ટપકે પણ રાખી શકાય છે. કેટલેક ઠેકાણે સિલકના વધઘટ ખાતે લખવાનો રિવાજ છે એમ કરવાથી ખરી આસામીને નામે લખતાં સિલકના વધઘટ ખાતે જમા કરવું પગે; પરંતુ શાહ ખાતે લખવાથી વચમાં રહેલી પોલી જગો ઉપર નામ લખી શકાય છે.

માટે નામું તપાસી જઇ જમા થયેલે ખાતે એવડી રકમ ઉધારવી. કારણ આપણે આપેલા છે તે ઉધારવાના છે, અને જમા થાય તે આવેલા નથી; માટે એવડા ઉધારવા. પેટામાં ફોડ લખવી કે તમે લઈ ગયા તે, તથા ભૂલથી જમા થયા તે; એટલે મેળ મળશે.

૪ આવેલી રકમ જમા કરવા રહી જાય તો કોથળીમાં વધે, માટે એવા પ્રસંગે સંભારી કહાડીને અથવા ટાંચણ તપાસીને રહી ગયેલા નામે જમા કરવું. ખાતાદાર માલુમ ન પડે તો ૩ પ્રમાણે કરવું, ને સુધારવું.

જો જમા બાજૂને બદલે ઉધાર થયું હોય તો બમણી રકમ જમા લેવી, ને પેટામાં વિગત બતાવવી.

૨૦ સિલક કહાડીને જમા ઉધાર પાસાં મેળવીએ તેને **રોજમેળ બંધ કર્યો** કહે છે. જે દિવસે નામું લખવાનું ન હોય તેને **રોજમેળ બંધ રહ્યો** કહે છે. એવી તારીખને નવો મેળ દોરતાં પડી મૂકવામાં આવે છે.

## રકમો ખાતે ચડાવવા વિષે.

૨૧ રોજમેળ લખાતો જાય તેમ દરેક ખાતાની રકમ ખાતાવહીમાં ખતવતા જવી. ખતવાયાની ખાત્રીને સારૂ મેળની અંદર દરેક ખાતામાં ખાતાવહીનું પાનું સાંકળતું તથા મથાળાની રકમ નીચે પાણ કરવી (જુઓ મેળ.) ખાતુ કેમ ખતવવું તે ખાતાવહીની સમજૂતીમાં બતાવેલું છે માટે ત્યાં જુઓ.

## પુનરાવર્ત્તન માટે પ્રશ્ન.

૧ સિલક કહાડવાની રીત લખો ૨ મેળ મળ્યો, મેળ બંધ કર્યો અને મેળ બંધ રહ્યો એટલે શું ? ૩ કોથળી કરતાં ચોપડામાં કયારે સિલક વધે? ૪ કોઇને નામેજમેને બદલે ઉધાર થાય તો શી રીતે સુધરે ? ૫ જમા કરવું રહી જાય, ને આસામી જડે નહિ તો કેમ કરવું? ૬ રકમ ખતવાઇ છે એમ શાથી સમજાય ?

## ઘર ખરચ વિષે.

૨૨ આપણા ઘર[illegible] [illegible] સારૂ કે લોકો[illegible] કામ કરવામાં જે નાણું ખરચીએ, તેનો જમા ખરચ નાખવાના ખાતાને 'ખરચ ખાતુ' કરે છે, ખાવાને સારૂ અનાજ લઈએ, પહેરવાને સારૂ કાપડ રાખીએ, દુઝણા માટે ઢોર રાખવામાં આવે, તેમને વાસ્તે ઘાસ ચંદી લેવાં પડે, ભાડું ભરીએ, કોઇ રકમ રસ્તામાં પડી જાય, સ્નેહી સંબંધીને ઘેર ચાંલ્લો કે વ્યવહાર કરવો પડે, ઘર વેરો ભરવામાં આવે, શાક ભાજી, દુધ, અને તેલ ચોપડ લાવીએ, પુસ્તકો ખરીદીએ, ભણવામાં ખરચ કરીએ, અને પુણ્ય માર્ગમાં જે પૈસા વાપરીએ તે 'ખરચ ખાતે' ઉધરે.

અ કાર્ત્તિક સુદ પડવે બેસતું વર્ષ હોવાથી સબ ( મીઠું ) રસ, શ્રીફળ, પાન, શીખંડ અને મેવો લીધો છે, તથા મંદિરમાં ભેટ ધરી છે, તો એકંદરે રૂ ૧।।।- ખરચ ખાતે વિગતથી ઉધાર્યા છે.

(જુઓ મનોયત્ન ૧ લું તથા મેળ.)

બ કાર્ત્તિક સુદ ૧૫ ના દિવસે ફટાકાની પેટીઓમાં રૂ૦।।≈, તથા પાઘડી રંગાવી તેમાં રૂ૧ ) આપ્યો છે, તે બધું ખરચ ખાતે ઉધાર્યું છે.

( જુઓ મ. ૨ જું તથા મેળ )

ક માગશર વદ ૧ મે સોરટીની ટિકિટો બે લઇને રૂ ૨ ) આપ્યા છે, તે ખરચ ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૫ મું તથા મેળ. )

ડ માગશર વદ ૧૨ ને રોજ રૂ ૦।। રસ્તામાં પડી ગયો, રૂ૨ ) જમાઇને આપ્યા, તથા ૦)≈ અરજીની લખામણીમાં બેઠા, તે ખરચ ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૬ ઠું તથા મેળ )

ઇ પોષ વદ ૭ ના દિવસે દુકાન વેચાણ રાખીને રૂ ૩૫૫ ) વાપર્યા છે, તો તે ખરચખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૭ તથા મેળ )

**ઘર ખરચ વાસ્તે ઉધારે માલ લીધો હોય તો જેમને ત્યાંથી તે લીધો, તેમને ખાતે માલની કિંમત જમા થઇને ખરચ ખાતે ઉધરે.**

ઇ કાર્ત્તિક સુદ ૧૫ ની મિતિએ પટેલ દેસાઈ કુબેરને ત્યાંથી રૂ ૨ ) નું ઘી, તથા રૂ ૮ )≈ ની બાજરી; અને દવે લલ્લુને ત્યાંથી રૂ ૧૬ ) ના ઘઊં ઉધારે લાવવામાં આવ્યા છે, તો તે દરેક આસામીને ખાતે લીધેલી રકમોની કિંમત જમા લીધી છે, અને ખરચ ખાતે ઉધારી છે. કેમકે જમા ખરચી રકમ છે. (જુઓ મ. ૨ જું તથા મેળ)

ક શાહ હીરાચંદ ઝવેરને ત્યાંથી રૂ. ૮ ) નો ઘોતી જોટો લીધો, તે પેટે રૂ૩ ) આપેલા છે, તો તેમને ખાતે રૂ૮) પેટા વિગતથી જમા લઇને ખરચખાતે ઉધાર્યા છે. ( જુઓ મ, ૩ જું તથા મેળ )

**ઘર ખરચને વાસ્તે જે ચીજો લાવ્યા હોઇએ, તેમાંથી કોઇ ચીજ વેચવામાં આવે તો તેની ઉપજેલી કિંમત 'ખરચ ખાતે' જમા થાય.**

**ચ** કાર્ત્તગ સુદ ૧૫ ને રોજ જુના કોથળા રૂ ૦)≡ થી, રદ્દ થયેલા કાગળો રૂ૦ા≡ા થી, અને ઘઉં મણુ ત્રણ રૂ ૬ ) માં આપ્યા છે, તે ખરચખાતે જમા લીધા છે.

એ જમા રકમ પૈકી રૂ ૪) પટેલ દેસાઈ કુબેર પાસે લહેણા રહે છે માટે ખરચખાતે જમા લીધા પછી રૂ ૪) તેમને ખાતે ઉધાર્યા છે.

( જુઓ મ. ૨ જું તથા મેળ )

૨૩. દાગીના, વાસણ, મકાન કે ઉપયોગી રાચ રચીલાં રાખવામાં આવે તેનાં જાતવાર ખાતાં રાખ્યાં હોય તો ઠીક, કારણ તે વસ્તુઓ જ્યારે વેચાણ કરવી હોય ત્યારે તેનો રીતસર દાખલો જોઇ શકાય છે, એટલે તે કેટલી કિંમતે, કોને ત્યાંથી, કઇ સાલમાં, શા ભાવે, કેવી સરતે વેચાણ રાખી હતી, તે સમજવામાં આવે છે; માટે એવી તજવીજ બનતા સુધી રાખવી જોઇએ.

### મનોયત્ન ૨ જું. ઘર ખરચ—સાદો મેળ.

ચોપડાના માલિક સૂરત મહિધરપુરા વાણિયા શેરોમાં રહેનાર શેઠ મોતીલાલ ગોકળદાસ છે,

( ૧ ) ઘરમાં રૂ ૩૦૧ ) રોકડા છે.

( ૨ ) બેસતું વર્ષ હોવાથી નીચે મુજબ ખરચ થયો.

| | | | |
|---|---|---|---|
| ૦)−ા | સળરસ. | ૦)−ા | શ્રીફળ ૧. |
| ૦)=ા | પાન સોપારી. | ૦ા−ા | મંદિરમાં ભેટ. |
| ૧) | શીખંડ શેર પાા. | ૦)≡ | મેવો. |

( જુઓ કાર્ત્તગ સુદ ૧ નો મેળ. )

---

### મનોયત્ન ૨ જું. ઘર ખરચ—સાદો મેળ.

( ૧ ) ગઇ કાલની સિલક રૂ ૨૯૫ )≡ છે.

( ૨ ) દેવદીવાળી હોવાથી ચિરંજીવને માટે ફટાકાની પેટીઓ લાવ્યા, તેમાં રૂ૦ા≡ આપ્યા.

( ૩ ) પાઘડી રંગાવી તેનો રંગરેજને રૂ૧ ) આપ્યો.

( ૪ ) પટેલ દેસાઈ કુબેરને ત્યાંથી રૂ૨) નું ઘી શેર ૬ાા, તથા બાજરી મણુ પાંચ દા. ૧ાા= ના ભાવે ઉધારે લાવ્યા.

( ૫ ) ઘાંચી જીવા કાલુને ત્યાંથી રૂ ૧ ) નું તેલ શેર ૫ાા લીધું, પૈસા આપવાના બાકી છે.

(૬) જુના થેલાના ગાભા શેર ૬ વેચ્યા તેના ૦)= ઉપજ્યા, તથા ૨૬ થયલા કાગળો ટકે શેર આપ્યા તેના જ. ૩૦ આવ્યા:

(૭) દવે લલ્લુ હરિશંકરને ત્યાંથી ઉધારે ઘરને સારૂ ઘઊં મણ આઠ દર બે રૂા. ના ભાવે લાવ્યા. તેમાંથી મહેતા માણેકલાલ મૂળજીભાઇ ઘઊં મણ ૧ એક રોકડેથી લઈ ગયા, અને પટેલ દેસાઇ કુબેર ઘઊં મણ બે લઈ ગયા, તેમના પૈસા બાકી રહ્યા છે.

(જુઓ કાર્ત્તગ સુદ ૧૫ નો મેળ)



## લેવડ દેવડનો જમાખરચ.

૨૪ લેવડ દેવડનો વ્યવહાર કરે તે એક બીજાના ખાતાદાર કહેવાય. અ ને ત્યાંથી બ ઉપાડ કરે તો અ નો ખાતાદાર બ અને બનો ખાતાદાર અ છે એમ સમજવું. કારણ જ્યારે જ્યારે બ ને અ ધીરશે, ત્યારે ત્યારે તેને નામે ઉધારશે અને વસુલ લેશે તે જમા કરશે, તેમજ બ પો-તાને ત્યાં અ ના નામનું ખાતું રાખીને મળેલી રકમો જમા લેશે તથા વસૂલ આપેલી રકમો ઉધારશે.

૨૫ ખાતાદાર જે રકમ લઈ જાય તે તેમના ખાતે ઉધરે, અને પેટામાં વિગત લખાય.

અ પટેલ દેસાઇ કુબેર રૂા. ૫) લઈ ગયા છે તે લહેણા થયા માટે તેમના ખાતે ઉધાર્યા છે, અને પેટામાં લખ્યું છે કે રૂ ૫) રોકડા હા. પોતે લઇ ગયા તે. (જુઓ મનોયત્ન ૨ જું. કાર્ત્તક શુદ ૧૫ નો મેળ.)

બ ઘાંચી જીવા કાલુને ખાંડ જોઇતી હતી, તે ગાંધીની દુકાનેથી અપાવી. ખાંડનો રૂપીઓ આપણા ઘરમાંથી રોકડો આપી દીધો છે; તો જીવાને ખાતે રૂ ૧) ઉધાર્યો છે, અને પેટામાં લખ્યું છે કે ૧) ખાંડ શેર ૮ અમુક ગાંધીની દુકાનેથી અપાવી તેનો. (જુઓ મ. ૨ જું)

ક દવે લલ્લુ હરિશંકરને રૂ ૧૫) પરી દેવજી કાશીદાસની દુકાનેથી અપાવ્યા છે. આ રકમજમા ખરચી છે માટે લલ્લુને ખાતે ઉધરશે ને દેવજીને ખાતે જમા થશે. દવે લલ્લુને ખાતે રૂા ૧૫) ઉધાર્યા છે, ને પેટામાં લખ્યું છે, કે રૂ ૧૫) જમા ખરચ, પરી દેવજી કાશીદાસને ત્યાંથી અપાવ્યા, તે તમારે ખાતે ઉધારીને તેમના ખાતે જમા કર્યાં છે.(જુઓ મ.૪ થું. માગશર શુદ૭નો મેળ.)

ङ પટેલ દેસાઈ કુબેરને શાહ હીરાચંદ ઝવેરને ત્યાંથી ૩ાا નું કાપડ અપાવ્યું છે આથી હીરાચંદનું દેવું થયું અને પટેલ દેસાઇ પાસે લહેણું થયું; માટે પટેલ દેસાઇને ખાતે ૩ાا ઉધાર્યા છે, અને પેટામાં લખ્યું છે કે ૩ાا જમા ખરચ, કાપડ અપાવ્યું તેના શાહ હીરાચંદ ઝવેરને ખાતે જમા કરીને તમારે ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૪ થું. માગશર સુદ ૭ નો મેળ. )

ङ હવે લલ્લુ હરિશંકરની વતી પરી. દેવજી કાશીદાસની દુકાને રૂ ૫) ભર્યા છે, તો હવે લલ્લુને ખાતે ૫ ) ઉધાર્યા છે; અને પેટામાં લખ્યું છે કે રોકડા તમારી વતી પરી. દેવજી કાશીદાસને ત્યાં ભરી આવ્યા તે ઉધાર. [ જુઓ મનો. ૪ થું. માગશર પુદ ૦) મેળ. ]

૨૬ ખાતાદારને ત્યાંથી જે રકમ આવે તે તેમને ખાતે જમા થાય. અને પેટામાં તેની ફોડ લખાય.

ख પરી. દેવજી કાશીદાસને ત્યાંથી રૂ. ૨૫ ) આવ્યા છે તે દેવા થયા, માટે તેમના ખાતે જમા લીધા છે. પેટામાં લખ્યું છે કે ૨૫ ) રોકડા હા. ગુમારતા મોહન મારફત મગાવ્યા છે. [ જુઓ મ. ૩ જું. કાતંગ વદ ૦)) નો મેળ.]

ग પટેલ દેસાઈ કુબેરની વતી પટેલ લલ્લુ રામજી રૂ ૨ ) ભરી ગયો છે, તો દેસાઇને ખાતે ૨) જમા લીધા છે, અને પેટામાં લખ્યું છે કે ૨) રોકડા તમારીવતી પટેલ લલ્લુ રામજી ભરી ગયો છે. [ જુઓ મનો. ૩ જું. કાર્તક વદ ૦) નો મેળ. ]

घ ઘાંચી જીવા કાલુએ પરી. દેવજી કાશીદાસને ત્યાં રૂ ૧ ) કબુલાવ્યો છે; તો ઘાંચી જીવાને ખાતે ૧) જમા લીધો છે, અને પેટામાં લખ્યું છે કે જમા ખરચ, કબૂલત નખાવી માટે પરી. દેવજી કાશીદાસને ખાતે ઉધારીને તમારે ખાતે જમા. [જુઓ મ. ૪ થું. માગશર શુદ ૭ નો મેળ.]

ङ હવે લલ્લુ હરિશંકરે શાહ નાગર કીશોરને ત્યાંથી રૂ ૪) અપાવ્યા છે તો રૂ ૪ ) હવે લલ્લુને ખાતે જમા કર્યા છે, અને પેટામાં લખ્યું છે કે ૪ ) રોકડા શાહ નાગર કીશોરને ત્યાંથી અપાવ્યા તે જમા. [ જુઓ મ. ૩ જું. કાર્તગ વદ ૦)) નો મેળ. )

च પટેલ દેસાઈ કુબેરને ત્યાંથી બાજરી મણ ૫ ) દા. ૧૧ ના ભાવથી ખંડી છે; તો પટેલ દેસાઇને ખાતે ૬। જમા કર્યા છે, અને પેટામાં

લખ્યું છે કે જમા ખરચ. ખરચ ખાતે ઉધાર. બાબતે બાજરી મણ ૫ શ્ર. ૧૧ ના ભાવે ખાંડો લીધી તેના જમા. (જુઓ મ. ૨ જું. કાર્તક શુદ ૧૫ નો મેળ.

ટીપ—અમુકને ત્યાં મોકલ્યા કે મોકલાવ્યા, અમુકને આપ્યા કે અપાવ્યા, અને અમુકને ત્યાં ભર્યાં કે ભરાવ્યા, એ વાકયો ખાતે ઉધારવાના અર્થમાં વપરાય છે; તેમજ અમુકને ત્યાંથી લાવ્યા, લીધા, કે ભરી ગયા, અગર અમુકે મોકલ્યા કે મોકલાવ્યા, અને અમુકને ત્યાંથી અપાવ્યા કે અપાવી ગયા એ વાકયો ખાતે જમા લેવાના અર્થમાં વપરાય છે. ( ઉદાહરણથી સમજાવવું. )

૨૭ ખાતાદારને ખાતે દેવું પડે છે કે લહેણું, તે જોવું હોય તો ખાતાવહીમાં જોવું. જમા રકમમાંથી ઉધાર રકમ બાદ કરતા જેટલું વધે તેટલું દેવું, અને ઉધાર રકમમાંથી જમા બાદ કરતાં જેટલું વધે તેટલું લહેણું રહ્યું એમ સમજવું.

## ઉપર ટપકા વિષે.

૨૮ ઉછીની અથવા તુર્ત નીકાલમાં આવી શકે નહિ એવી રકમો યાદ રહેવાને વાસ્તે જમાખરચની અંદર નોંધી રાખવામાં આવે છે તેને ઉબળેક કે ઉપર ટપકું કહે છે. વાંધા ભરેલી રકમો, જાંગડ આવેલો માલ, મુસાફરીમાં વાપરવાને સારૂ લીધેલો અવેજ, અને ચોપડો સાથે રાખવાનો જોગ ન હોય એવા પ્રસંગે પોતાની પાસે રાખેલી રકમો ઉપર ટપકે નોંધી રાખવામાં આવે છે.

૨૯ ઉપર ટપકું લખવાની એ રીતો છે.

અ જેમના તેમના નામે લખવું. બ શ્રીજમણુસેના પેટામાં બતાવવું.

૩૦ જેમને ઉછીનું નાણું આપવામાં આવે, તેમને નામે તે ઉધારવું, અને પાછું આવે ત્યારે જમા કરવું. તેમજ જેમને ત્યાંથી ઉછીનું લીધું હોય; તેમને નામે જમા લેવું, અને પાછું આપી દેવામાં આવેલી ઉધારી નાખવું.

અ મહેતા મણિલાલ મૂળજીભાઇને રૂ ૭) ઉછીતા આપ્યા છે; તો તેમને ખાતે ઉધાર્યા છે, ને ઉપર ટપકે હોવાથી પેટામાં 'ઉ' નું નિશાન માંડેલું છે. ( જુઓ મનો. ૫ મું. પોષ સુદ ૨ નો મેળ.)

**ঘ** ગાંધી બાપુભાઈ ગુલાબચંદના રૂ ૧૦ ) અનામત છે, તે તેમને ખાતે જમા લઇને પેટામાં 'ઊ' માંડેલું છે. (જુઓ મનો. ૫ મું. પોષ સુદ ૨ નો મેળ.)

૩૧ ઉછીની રકમને શ્રી જણુસેની વિગતમાં જણાવવી હોય તો જણાવી શકાય છે અને વસુલ આવે ત્યારે એ રીતે લખાતી બંધ થાય છે પરંતુ જો તે એક બે દિવસની અંદર પતી જાય નહિ તો કલમ ૩૦ પ્રમાણે જેમને તેમને ખાતે ચડાવવી જોઇએ.

**ক** ભટ ભોળાનાથ ઉત્તમરામને રૂ ૪) ઉછીતા આપેલા તે શ્રી જણ્-સેના પેટામાં બતાવેલા છે (જુઓ મનોયત્ન ૮ મું. ફાગણ સુદ૩નો મેળ.)

૩૨ ઉછીતી રકમો હોય તે ખાતે ખતવી દેવાય નહિ, તેટલા સારૂ એવી રકમના આંકડાઓ પાસે 'ઊ' નું નિશાન માંડવાનો રિવાજ છે. જે રકમો ઉપર ટપકે હોય તેનું વ્યાજ ગણવામાં આવતું નથી. પરંતુ વાયદા પ્રમાણે એક બે દિવસમાં ઉછીની રકમ અદા થાય નહિ તો તે રકમને ઉપાડ કર્યા તારીખથી જેમના તેમના ખાતે ચડાવવામાં આવે છે, અને તેના વ્યાજની કસર મજરે લેવામાં આવે છે. જ્યારે એવી રકમ ખાતે ચડે છે, ત્યારે રોજમેળમાં કરેલું 'ઊ' નું નિશાન છેકી નાખવામાં આવે છે, જો 'ઊ' નિશાનવાળી રકમ ખતવાઈ જાય છે, તો ખાતાની અંદર પણ 'ઊ' માંડવાથી થયલી ભૂલ સુધરે છે.

## ખાતે લખતાં ભૂલ થઇ હોય તે સુધારવાના માર્ગ.

૩૩ ખરી આસામીને ખાતે ઉધારવાની રકમ બીજાને ખાતે ઊધરે, તો ઉધરેલે ખાતે જમા લઈ ખરે ખાતે ઉધારવી. જમા લેવામાં તેમ બન્યું હોય, તો જમા થયેલ ખાતે ઉધારીને ખરે ખાતે જમા લેવી. આવી ભૂલો હોય તે સામાસામી ખાતું મેળવી હિસાબ કરતી વખતે પક-ડાય છે; અગર યાદ આવેથી સુધરે છે. માટે ઉભયતાએ નામું રાખવું જોઇએ.

૩૪ આવેલી રકમ જમા લેવાને બદલે ઉધરે તો ઉધરેલે ખાતે બેવડી રકમ જમા લેઇને પેટામાં વિગત લખવી. તેમજ ગયેલી રકમ ઉધારવાને બદલે જમા થાય તો બેવડું ઉધારવું. કારણ એકપટ તેને આપેલી છે, અને તેટલી જમા થવાથી માગીએ; માટે બેવડું ઉધરે

આ જાતની ભૂલ દરરોજ નામું લખી રહ્યા પછી શ્રી જણસેનો આંકડો કોથળી સાથે મેળવતાં પકડાય છે. કેમકે તેથી સિલકમાં બેવડી રકમ જોગ વધારો કે ઘટાડો હોય છે. (કાંકરાવડે શિક્ષકે ખાત્રી કરવી.)

## પુનરાવર્ત્તન માટે પ્રશ્ન.

૧ ખાતાદાર એટલે શું? ૨ ब ને રૂ ૫) આપ્યા. ૩ क ને ત્યાંથી રૂ.૧)લાવ્યા. ૪ આપણે ત્યાં अ ની વતી क રૂ ૨) ભરે છે. ૫ च ને म ની દુકાનેથી રૂ ૮) ની પાઘડી અપાવી. ૬ ग ને ત્યાં न રૂ ૩) કબુલાવે છે. ૭ न ની વતી छ ને રૂ ૭) આપવા કબુલ થયા. ૮ च ને રૂ ૧) રોકડાં તથા રૂ ૨) ની છીંટ क ને ત્યાંથી આપણે નામે અપાવી, ૯ र ઉપર ફરિયાદ કરી તેમાં રૂ ૧૦) કોર્ટ ખરચ તથા વકીલ ફીના થયા. ૧૦ च અને छ તકરાર થવાથી રૂ ૧૦૦) સો જમા કરાવે છે. ૧૧ ल પાસે રૂ ૯) માગતા છે પરંતુ તે ગરીબી હાલતમાં આવવાથી રૂ ૨) છુટ મુકી રૂ ૭) લીધા.૧૨ ઉપર ટપકું એટલે શું? ૧૩ તેમાં ઉ દોરવાનો હેતુ શો? ૧૪ ઉપર ટપકે શું રહી શકે? ૧૫ ખાતાદારને જોઈતી રકમ બીજાને ત્યાંથી રોકડેથી અપાવો તો અને ઉધારે અપાવો તો જમાખરચ નાખવામાં ફેર છે? ૧૬ ખાતાદારને ખાતે દેવું પડે છે કે લહેણું તે શી રીતે જોઈ શકાય? ૧૭ क જે બદલે च ને નામે રૂ ૫) જમા થઈ ગયા તો એ ભૂલ શી રીતે સુધારવી? ૧૮ ब રૂ ૫) લઇ ગયો તે ઉધારવા જોઇએ તેને બદલે જમા થઈ ગયા તો શું કરવું? ૧૯ ઉપર ટપકે રકમ લેવા દેવામાં ફાયદો શો છે? ૨૦ अ રૂ ૫) ભરી ગયો તે ઉધારવામાં આવ્યા તો કેમ કરવું ૨૧ अ ને નામે જમા કરવાની રકમ ब ને ખાતે ઉધારી દીધી તો શી રીતે સુધારવું?



## મનોયત્ન ૩ જું. લેવડ દેવડ–સાદોમેળ.

(૧) શ્રી જણસેમાં રૂ૨૦૦।=।। હતા.

(૨) ઘાંચી જીવા કાલુને ગાંધી પ્રાણજીવનને ત્યાંથી ખાંડ અપાવી તેમાં રૂ૧) આપ્યો.

(૩) પટેલ દેસાઈ કુબેર રૂ૫) લઇ ગયા.

(૪) પરી. દેવજીભાઈ કાશીદાસને ત્યાંથી ગુમારતા મોહનલાલ મારફતે રૂ૨૫) મંગાવ્યા.

(૫) પટેલ દેસાઇ કુબેરને ખાતે પટેલ લલ્લુ રામભાઇ રૂ૨) ભરી ગયો.

(૬) દવે લલ્લુભાઈ હરિશંકરે શાહ નાગર કિશોરને ત્યાંથી રૂ૪) અપાવ્યા.

(૭) પરી. દેવજી કાશીદાસને નામે લખીને ઠાકર ભજગોવિંદ પાનાચંદને રૂ૬ાન્ના આપ્યા.

(૮) શાહ હીરાચંદ ઝવેરને ત્યાંથી પહેરવાને સારૂ ધોતી જોટા ૩૮) ની કિમતનો મગાવ્યો તે પેટે ૨૩) આપ્યા.

(જુઓ કાર્ત્તગ વદ ૦)) નો મેળ)

### અનોયત્ન ૪ થું. સાદામેળ–લેવડ દેવડ.

(૧) શ્રી પુરાંત માટે રૂ૭૧૯) છે.

(૨) દવે લલ્લુ હરિશંકરનીવતી પરી. દેવજી કાશીદાસને ત્યાં રૂ૫) ભર્યાં.

(૩) ઘાંચી જીવા કાલુએ પરી, દેવજીભાઈ કાશીદાસને રૂ૧) કહેવરાવ્યો.

(૪) દવે લલ્લુ હરિશંકરને રૂ૧૫) તથા કંસારા અમથા ટોકરને રૂ૫૧) પરી. દેવજીભાઈ કાશીદાસને ત્યાંથી અપાવરાવ્યા.

(૫) ઘાંચી જીવા કાલુને ત્યાંથી રૂ૨) નું દીવેલ શેર ૧૧ ઉધારે લાવ્યા.

(૬) પટેલ દેસાઇ કુબેરે શાહ હીરાચંદ ઝવેરને રૂ૫) આપવા એવી કબૂલત નખાવી, તથા તેમની દુકાનેથી આપણે નામે લખાવીને રૂ૩ાન્ન નું કાપડ લીધું.

(૭) રૂ ૧) વટાવીને ૬૪ લેખે પૈસા લીધા.

(જુઓ માગશર સુદ ૭ નો મેળ)



### પેદાશને લગતો જમા ખરચ.

૩૫ શરાફ અથવા નાણાવટીઓ નાણાંની ઉથલપાથલ કરીને ફાયદો મેળવે છે, વેપારીઓ માલની લેવડદેવડમાં બે પૈસા પેદા કરે છે. ખેડુત અને વતનદારો જમીન ઉપર ગુજારો કરે છે, ગુમાસ્તા કે નોકર લોકો પગારવડે સંસાર નભાવે છે, અને દરજી, સુથાર વગેરે લોકો જાત મહેનતના રોજ ઉપર મોજ ભોગવે છે. એ ઉપરથી સાબિત થાય છે કે માણુસ માત્રને જુદી જુદી રીતે પૈસા પ્રાપ્ત થાય છે. માટે દરેક માણુસ પોતાની આવક જમા કરવાને સારૂ ઘટતું ખાતું ઠરાવી શકે છે.

૩૬ ગુમાસ્તા અને સરકારી નોકરો પોતાની આવકને પગાર ખાતે જમા લઇ શકે, અને તે આપનારા નોકર ખરચ ખાતે ઉધારે. રોજ લઇને કામ કરનારા પોતાની આવકને રોજ ખાતે જમા કરી શકે, અને તે આપનારા ખરચ ખાતે ઉધારે. દરજી શીવડામણુ ખાતે, ધોબી ધોવરામણુ ખાતે, સોની ઘડામણુ ખાતે, ઈ૦ દરેક માણસ પોતાની પેદાશ જે રીતે થતી હોય તે ખાતે જમા લઈ શકે.

૩૭ વતનદારો કે ખેતીવાડીનો ધંધો કરનારા દાણા આવે તે ઉપજ ખાતે જમા લઈ શકે; અને ઢોર ઢાંક, હળ, ગાડું, સાથી, બીજ, દહાડિયાં ખરચ, અને વિઘોટી વગેરે ખરાજાતની રકમ ખરચ ખાતે ઉધારો શકે.

૩૮ ગણોતે આપેલાં ખેતરોની ઉપજ આવે તે ગણોત ખાતે જમા થાય, અને સલામી વગેરે પરચુરણ ખરચ પડે તે તેજ ખાતે ઉધરે.

૩૯ મકાન ભાડાની રકમ આવે તે ભાડા ખાતે જમા થાય અને ભાડું ભરવું પડે તે ખરચ ખાતે ઉધરે.

——(*)——

## વટાવ ખાતું.

૪૦ હરકોઇ જણસના વેપારમાં નફો તોટો થાય તેને વટાવ કહે છે, અને તેનો જમાખરચ નાખવાના ખાતાને વટાવખાતું કહે છે. હરેક જાતની પરચુરણ આવક હોય તે વટાવખાતે જમા થાય.

૧ પૈસા વેચવામાં મળેલો નફો, ૨ નાણાંનો મોં બદલો કરવામાં લીધેલી કસર, ૩ આડત દલાલી કે કમિશન, ૪ હરેક જાતનું ઇનામ, ૫ ખત કે અરજી વગેરેની લખામણી, ૬ વ્યવહારમાં આવેલી રકમ, ૭ રસ્તામાંથી જડેલું હોય તે, ૮ નવારસિયા મિલ્કત, ૯ દેવાપેટે મૂકાવેલી છુટ, અને ૧૦ સમન્સ ભથ્થુ વગેરે ફાલતું પેદાશ થાય તે વટાવ ખાતે જમા લઈ શકાય છે; તેમજ ૧૧ વેપારમાં આવેલી ખોટ, ૧૨ લહેણા પેટે આપેલી છુટ, ૧૩ ગુમાસ્તાને આપેલી સુખડી કે ઇનામી રકમ વટાવ ખાતે ઉધારી શકાય છે.

अ મામાને ત્યાંથી રૂ ૫) મળ્યા છે, ब બજારમાંથી રૂા ૧) જડયો છે, क પટેલ માધવજીને કંઠી અપાવી તેની દલાલીમાં રૂ ૦ાા લીધો છે, ड ગાઠેલા રૂા ૪) એક આના વટાવથી રાખ્યા તેમાં રૂ ૦ા= કમાયા છીએ, इ રૂ ૧૦) ના પૈસા ૬૬ થી લઇ ૬૪ લેખે વટાવતાં રૂા ૦ા– ફાયદો પડયો છે, ख પાઘડી તથા છીદડી રાખી તેમાં રૂ ૦ાા વધારે ઉપજ્યો છે તો આ બધી રકમ નફામાં પડી ગણાય માટે વટાવ ખાતે જમા કરી છે.

ब સોનાનો ગલુબંધ રાખ્યો રૂ ૫૦ થી અને રૂા ૪૫ થા વેચ્યો એટલે રૂા ૫ ખોટ ગઇ, અને રૂા ૫ ઉપર અર્ધા આના લેખે વટાવ રૂ ૦)=ાા આપ્યો તે વટાવ ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૫ મું તથા માગશર વદ ૧ નો મેળ. )

क સાસરેથી રૂ ૨) મળ્યા, રૂ. ૭) ની કસર રૂ. ૦ા≈ લીધી, સોરટીના ઇનામમાં રૂ ૪૯૫) આવ્યા, કાપડની દલાલીમાં રૂ ૨ાા= મળ્યા, અને બાજરીના વેપારમાં રૂ ૫) નફો જડયો તે વટાવ ખાતે જમા કર્યાછે.
( જુઓ મ. ૬ ઠું તથા માગશર વદ ૧૨ નો મેળ. )

ड ઘાંચી જીવા કાલુને ખાતે રૂ ૫૧ા=ાાા લહેણા હતા તેમાં રૂ૪૯) લીધા અને બાકીના છૂટ મૂકી ખાતું માંડી વાળ્યું છે, તો તેને ખાતે પૂરેપૂરી રકમ જમા લઇને છુટ મૂકેલી રકમ વટાવ ખાતે ઉધારી છે.
( જુઓ. મ. ૧૩ મું અસાડનો મેળ. )

૪૧ જેમની પાસે વટાવની રકમ લહેણી રહે તેમને ખાતે રહેલી રકમ ઉધારીને વટાવ ખાતે જમા લેવી. ( જુઓ મનોયત્ન ૫ મું ૧ાા≈ વિષે. ) ને વટાવની રકમ આપવી બાકી રહે તેમને ખાતે રહેલી રકમ જમા કરી વટાવ ખાતે ઉધારવી. ( જુઓ મનોયત્ન ૫ મું, ૬ ઠું, ૪, )

---

## મનોયત્ન ૫ મું. દલાલીનો ધંધો વટાવખાતું.

( ૧ ) પોતામાં રૂ ૩૧૪) છે.

( ૨ ) મામાને ત્યાં વધાઇ આપી તેમાં રૂ ૫ ) મળ્યા, બજારમાંથી રૂ ૧ ) જડયો, પટેલ માધવજીને કંઠી અપાવી તેમાં દલાલીનો રૂ ૦ાા લીધો, ઘસારો લાગેલા રૂ ૬ ) હા. ૦ાા≈ના ભાવથી રાખ્યા.

( ૩ ) ધોરાજી પાંજરાપોળ લૉટરીનો નં. ૩૩૪, અને ગીરનારની સોરટીનો નં. ૨૦૩૦૫ રાખ્યો તે બદલ રૂ ૨ ) દલાલ દલસુખને ત્યાં ભર્યા.

( ૪ ) શાહ રણછોડ બાપુજીને ચાંદી અપાવી, તે ઉપર દર તોલે દોકડા લેખે દલાલીના રૂ ૧।।= થાય છે, તે પરી દેવજી કાશીદાસને ત્યાં જમા રખ્યા.

( ૫ ) રૂ. ૧૦ ) ના ૬૬ ના ભાવે પૈસા લઇને ૬૪ ના ભાવે વેચાણુ કર્યાં.

( ૬ ) કાપડિયા અમૃતલાલ ગોવરધનની દુકાનેથી પાઘડી ૧, તથા છીદડી ૧ રૂ ૭।। માં લીધાં, અને ઠાકર ભજગોવિંદ પાનાચંદને રૂ ૮ ) થી આપ્યાં. ( વેપાર રોકડેથી થયો. )

( ૭ ) સોનાનો ગલુબંધ એક રૂ. ૫૦ થી રાખી, રૂ ૪૫ ) માં વેચી દીધો.

( ૮ ) પરી. દેવજી કાશીદાસને ત્યાં રૂ ૨૭= મોકલ્યા, તેમાં રૂ૫) બોખડા હોવાથો દર રૂપીએ બે પૈસા પ્રમાણે વટાવ કાપી જમા કર્યાં.

( જુઓ માગશર વદ ૧ નો મેળ )

—o*o—

## મનોયત્ન ૬ ઠું. દલાલીનો ધંધો–વટાવ ખાતું.

(૧) શ્રી પુરાંતમાં રૂ ૨૯૧।~ હતા.

( ૨ ) સાસરેથી રૂ૨) પાઘડીના લાવ્યા, રસ્તામાં રૂ૦।। પડી ગયો.

( ૩ ) દવે લલ્લુ હરિશંકર રૂ૭) ભરી ગયો, તે રૂપીઆ બહુ ગાઠેલા હોવાથી એક આના લેખે વટાવ કાપી જમા કર્યા.

( ૪ ) ગીરનાર લોટરીનો નંબર પાકવાથી રૂ૫૦૦) નું ઇનામ આવ્યું, દાખલા સારૂ ટિકિટ મોકલતાં રૂ૦। ખરચ લાગ્યો, રૂપીઆ મનીઓરડરથી મંગાવ્યા માટે તેની ફીના રૂ૫) કપાત થઇ બાકીના મળ્યા.

( ૫ ) જમાઇના હાથમાં રૂ૨) મૂક્યા, જાજરૂ માટે અરજીની લખામણી રૂ ૦)= આપ્યા.

(૬) વહોરા આદમજી હૈદરઅલીને રૂ ૨૬૨।। નો માલ પરી. દેવજી કાશીદાસની દુકાનેથી અપાવ્યો, તે ઉપર દોકડા લેખે દલાલીના રૂ ૨।।= થાય તે દેવજી પારેખને ત્યાં લહેણા રખ્યા.

(૭) બાજરી કળશી ૫ દર રૂ ૧૦) થી સહી કરી રૂ ૨૧) થી આપી તેમાં નફો હતો તે લઈ લીધો.

(૮) ચાંદી તોલા ૨૦૦ બસો દર સરભરથી રાખી પણ ભાવ બેસી જવાનો તાર આવ્યાથી દા.૦ાાા પ્રમાણે પાછી ખંડી આપી તેની ખોટના રૂ. ૧૨ાા ચોકસી લલ્લુ લક્ષ્મીદાસના દેવા રહ્યા. (જુઓ માગશર વદ ૧૨નો મેળ.)



## વ્યાજુ ધંધો.

૪૨ નાણાં ધીરવાં અને જમા રાખવાં. તેને **વ્યાજુ ધંધો** કહે છે. એ ધંધો કરવામાં જે નફો મળે છે તેને **વ્યાજ** કહે છે, અને તેનું જમા-ખરચ નાખવાના ખાતાને 'વ્યાજ ખાતુ' કહે છે.

૪૩ જેમને નાણું ધીરવામાં આવે છે તેમની પાસેથી વ્યાજના દર ઉપરાંત વિશેષ નફો લેવામાં આવે છે. તેનાં નામ દેશ રિવાજ પ્રમાણે હોય છે. જેમકે કાંધુ માંડતાં 'ચડાવો,' ખાતે ધીરતાં 'કોથળી છોડામણુ કે ખાતું મંડામણી,' ઈત્યાદિ. આવી રકમો લેવામાં આવે તે પણ વ્યાજ ખાતે જમા થાય છે.

**અ** પોષ સુદ ૨ ને દિવસે ત્રવાડી દલસુખ જેઠાભાઇના રૂ ૫૧) ચાર આના વ્યાજથી જમા રાખ્યા છે તો તે તેમને ખાતે જમા કર્યા છે, અને પેટામાં વિગત બતાવી છે.

**બ** દેસાઇ હરિભાઇ ભીમભાઇને રૂ ૧૧૦) ધીરીને દુકાન કબજામાં રાખી છે, તો તેમને ખાતે રૂ ૧૧૦) ઉધાર્યા છે, ને પેટામાં જણાવ્યું છે કે દુકાન કબજે રાખી છે, માટે રૂપિયાનું વ્યાજ નહિ, ને મકાનનું ભાડું નહિ.

**ક** ધાંચી જીવા કાલુને રૂ ૨૪) ધીરી કાંધુ માંડયું છે. તેમાં રૂ ૪) નો ચડાવો છે, માટે રૂ ૪) વ્યાજખાતે જમા લઇને રૂ ૨૪) ધાંચી જીવાને ખાતે પેટા વિગતથી ઉધાર્યા છે.

**ડ** સેખ ડોસુ કાલુને રૂ ૧૦૦) ધીર્યા, ને મંડામણી તથા હકસાઈ વગેરેના રૂ ૨) કાપી લીધા, તો તે રૂ ૨) વ્યાજખાતે લઇને સેખ ડોસુને ખાતે રૂ ૧૦૦) પૂરા ઉધાર્યા છે. (જુઓ મ. ૭ મું તથા મેળ.)

૪૪ જો પહેલાંના વહિવટમાં રીતસર નામું રખાયલું ન હોય તો જેમ જેમ દેવું માલુમ પડે, તેમ તેમ આસામીવાર જમા કરવું. અને પોતાને ખાતે ઉધારવું. તેથી ઉલટું લહેણું હોય તેનો જમાખરચ નાખવો.

**અ** દેસાઇ નાથજી ભોગીલાલના અને શાહ પૂનમચંદ મૂળજીના અનુક્રમે રૂ ૧૨૫) અને રૂ ૫૧) દેવા માલુમ પડવાથી તે દરેકને ખાતે જમા લીધા છે અને આ નામાના માલિક શેઠ મોતીલાલ ગોકળદાસને ખાતે ઉધાર્યાં છે.

**બ** પટેલ નારણ રેવાભાઈ પાસે રૂ ૨૨૫) અને પંડયા રણછોડ ગલુરામ પાસે રૂ ૭૫) લહેણા છે એવું જાણવામાં આવ્યાથી એ દરેક આસામીને ખાતે લહેણી રકમ ઉધારી લઇને શેઠ મોતીલાલ ગોકળને ખાતે જમા લીધી છે. (જુઓ મ० ૭ મું. રકમ ૪ **અ**, **બ** તથા મેળ.)

## વ્યાજ ગણવા વિષે.

૪૫ દર વર્ષે દીવાળી ઉપર, ખાતાનું વર્ષ બદલાય ત્યારે, કે ખાતું સરભર થવાનું હોય એવા પ્રસંગે વ્યાજ ગણવાં જોઇએ.

૪૬ જે ચોપડાની અંદર વ્યાજ ગણાય છે તેને **વ્યાજવહી** કહે છે, હરેક ખાતાનું વ્યાજ શી રીતે ગણ્યું, કેવી રીતે કસર કાપી, અને વ્યાજનો આંકડો લાવ્યા; તેનો વિગતવાર દાખલો **વ્યાજવહી**માં રહે છે.

(જુઓ વ્યાજવહી.)

૪૭ બે પ્રકારનાં વ્યાજ છે.

**અ** સાદું **બ** દીવાળીબાકી કે ચક્રવૃદ્ધિ.

૪૮ ખાતે લહેણું હોય તે તારીખથી, તે હિસાબની ચોખવટ થાય ત્યાં સુધી સળંગ વ્યાજ ગણવું, તેને સાદું વ્યાજ કહે છે. જેમકે—

ગરાસીઆ જીવણજી દલજીને સં. ૧૯૫૫ના ચૈત્ર સુદ ૧૨ સે રૂ ૫૧) ધીરેલા હતા. તેની નબળી દશા હોવાથી દર વર્ષે હિસાબ કરી આપતો નહિ, અને ખાતાની મુદત પૂરી થવા આવી, માટે તેને ખબર આપી કે રૂપિયા ભરી પાવતી લો, ના ભરો તો હિસાબ કરી બાકી મૂકો, જો બાકી મૂકી આપશો નહિ તો ફરિયાદ દાખલ કરીશું. તે ઉપરથી સં. ૧૯૫૮ના ચૈત્ર સુદ ૫ ના દિવસે હિસાબ કરી લેવાનો જોગ આવ્યો. માટે સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨ થી સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫ સુધીની મુદતનું સળંગ વ્યાજ ગણીને બાકી કઢાવીછે. આ રીતે જે ખાતાનું વ્યાજ ગણાય તેનું નામ સાદું વ્યાજ છે.

(જુઓ નમૂનામાં ગરાસીઆ જીવણજીના ખાતાનું વ્યાજ.)

## દીવાળી બાકી વ્યાજ.

૪૯ વર્ષો વર્ષ ખાતાની રકમોનો હિસાબ કરી વ્યાજ ચડાવવું, તેને **દીવાળી બાકી કે ચક્રવૃદ્ધિ વ્યાજ** કહે છે. દીવાળીએ વર્ષ બદલાય છે, ને હિસાબની ચોખવટ થાય છે; માટે દીવાળી બાકી નામ પડેલું છે.

૫૦ દીવાળી બાકી વ્યાજ ત્રણ રીતે ગણાય છે માટે તેનાં ત્રણ નામ રે.

(૧) કાપી–કાપ્યું–કે કાપતું વ્યાજ. (૨) વારેવારિઉં વ્યાજ. (૩) કાંધાનુ વ્યાજ.

૫૧ આસામીને ખાતે જે રકમો જમા ઉધાર થઈ હોય તે અરસપરસ લેવડ દેવડમાં વગે પડતી સમાવીને જે વ્યાજ ગણે છે તેને **કાપી, કાપ્યું** કે **કાપતું** વ્યાજ કહે છે. ( જુઓ ખોખું નં. ૨–૩ અને વ્યાજવહી. )

૫૨ જે કાપી વ્યાજમાં તિથિ સાથે વારની મેળવણી રાખવામાં આવે છે તેને **વારેવારિઉં** વ્યાજ કહે છે. ( જુઓ પરી. શામળભાઇના ખાતાનું વ્યાજ. )

૫૩ કોઇ રકમ અમુક કકડે કકડે ઠરાવેલી મુદતે ભરીને અદા કરવી, એવી સરતે ધીરી હોય તો તેને **કાંધું માંડયું** કહે છે. ( જુઓ મ૦ ૮ ધાંચી જીવાની રકમ ) એ કાંધાની રકમ સરત પ્રમાણે ભરાય નહિ તો બાકી રહેલી રકમનું જે વ્યાજ ગણે છે તેને કાંધાનું વ્યાજ કહે છે.

૫૪ હરકોઇ ખાતાનું વ્યાજ ગણવામાં નીચેની કૃતિ થાય છે (૧) ખોખું કરવું. (૨) મુદત ભરવી. (૩) સર ગણવા. (૪) કસર અથવા છૂટ કાપવી. (૫) વ્યાજ ગણવું ને તારીજ દોરવી.

### (૧) વ્યાજને સારૂ ખોખું બનાવવું.

૫૫ જમા ઉધાર થયેલી રકમોને વ્યાજ ગણવાના રૂપમાં ગોઠવવી, તેને **વ્યાજનું ખોખું** કહે છે.

**ખોખું બનાવવાની રીત**—ખાતાવહીનો ચોપડો લ્યો, અને વ્યાજ ગણવું હોય તે ખાતું કાઢી સામે મૂકો. પછી કાગળ, પાટી કે ચોપડી ઉપર એક આડી લીટીએ લખો કે 'અમુકના ખાતાનું અમુક સાલનું વ્યાજ, રામ આટલા લેખે, ખાતાવહી પાન અમુક' પછી જમા ઉધાર દોરી ખાતાવહીમાં જુઓ. અને ખાતે પડેલી રકમો એક બીજાના પેટામાં સમાવવાને સારૂ ઉતારવા માંડો.

## સાદા બ્યાજનું ખોખું.

ગરાસીઆ જીવણજી દલજીના ખાતાનું બ્યાજ. સં, ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫.
રામ ૧૦ દસ. ખા. પા. ૧.

| જ | ઉ |
|---|---|
| | રૂ ૫૧) સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨. |

સમજુતી—ગરાસી જીવણજીના ખાતે સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨ થી લહેણું છે. તેનો હિસાબ સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫ મે થયો. માટે ખોખાને મથાળે ગરાસીઆનું નામ, સાલ તથા ખાતાવહીનું પાનું ટાંકીને, તેની નીચે જમા ઉધાર દોર્યાં. પછી બાકી લહેણી રકમ છે તે ઉધાર બાજુમાં પહેલો સળ ખાલી રાખીને લખી કે રૂ ૫૧) સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨. હમેશાં ખોખું બનાવતાં પહેલો સળ ખાલી રાખવો, અને સંક્ષેપમાં રૂ. લખી રૂપિયાનો આંકડો ટાંકવો.

## દીવાળી બાકી બ્યાજનું ખોખું અ.

કંસારા અમથા ટોકરના ખાતાનું બ્યાજ. સં. ૧૯૫૮.

| જ | ઉ |
|---|---|
| રૂ ૮ાા ચૈત્ર સુદ ૫. | રૂ ૫૧) માગશર સુદ ૭. |
| રૂ ૬) અસાડ સુદ ૧૩. | રૂ ૮ાા. |
| રૂ ૬ાાાન્ાા ભાદરવા સુદ ૯. | રૂ ૬). |
| બાકી આસો વદ ૦)). | રૂ ૬ાાાન્ાા. |
| રૂ ૨૯ાાન્ાા હિ. ઉ. | રૂ ૨૯ાાન્ાા બાકી. |

સમજુતી—કંસારા અમથા ટોકરના ખાતાનું બ્યાજ ગણવું છે, માટે તેનું મથાળું લખી જમા ઉધાર દોર્યાં. પછી ખાતાવહીમાં જમા ઉધાર બાજૂની રકમો જોઇ; જમા કરતાં ઉધારની રકમ મોટી છે, એટલે લહેણું ઘણું છે માટે ઉધારમાં પહેલો સળ ખાલી રાખીને રૂ ૫૧) મિતિ સાથે ઉતાર્યો. પછી જમા તરફ જોયું. રૂ ૮ાા, રૂ ૬), અને રૂ ૬ાાાન્ાા જમા છે, તે લહેણી રકમ રૂપીઆ એકાવન પેટે મજરે લઈ શકાશે; માટે જમા બાજૂએ એ ત્રણે રકમને ઉતારી લીધી; પછી ઉધારમાં એકાવનના પેટામાં સમાવી બાદ કરી તો બાકી રૂ ૨૯ાાન્ાા રહે છે. આ પછી બીજી લેવડ દેવડ

થઈ નથી, તેથી ખાતામાં છેવટ બાકી લહેણા રૂ ૨૯ાાાા ૨ા, એમ સમજીને તેના સામે લખ્યું કે 'બાકી લહેણા' પછી બંને બાજુઓ સરભર થવા સારૂ જમા બાજૂએ પણ બાકી લહેણા રૂ ૨૯ાાાા એવું લખ્યું છે.

૫૬ ખોખામાં બાકી રહે તેજ પ્રમાણે ખાતાવહીમાં પણ ખાતે બાકી રહે તો બનાવેલું ખોખું ખરૂં છે, એમ સમજવું.

## દીવાળી બાકી વ્યાજનું ખોખું ૪.

દેસાઈ નાથજી ભોગીલાલના ખાતાનું વ્યાજ સંવત ૧૯૫૮ આસો વદ ૦)) સુધી

વ્યાજ રામ ૯. ખા. પા. ૩

| જ | ઉ |
|---|---|
| રૂ ૧૨૫) કાર્તંગ સુદ ૧ | રૂ ૯૭ાા પોષ વદ ૭ |
| રૂ ૯૭ાા | રૂ ૮૪ાાા– ફાગણ સુદ ૩ |
| રૂ ૨૭ાા | રૂ ૨૭ાા |
| રૂ ૭ાા પોષ વદ ૭ | રૂ ૭ાા |
| રૂ ૨૧ા અસાડ સુદ ૧૩ | રૂ ૨૧ા |
| બાકી આસો વદ ૦)) | રૂ ૨૮ાા– |
| રૂ ૨૮ાા– | રૂ ૬૦ાાા જેઠ સુદ સુદ ૨ |
| રૂ ૬૦ાાા | |
| જુમલે રૂ ૮૯ા– | |

સમજૂતી—નાથજી દેસાઇના ખાતામાંથી ખોખું બનાવતાં જમામાં રૂ ૧૨૫) અને ઉધારમાં રૂ ૯૭ાા ઉતાર્યા, પછી બંને રકમ તરફ જોયું તો જમાની રકમ મોટી છે માટે તેના પેટામાં ઉધારના રૂ ૯૭ાા ને સમાવ્યા. બાકી રૂ ૨૭ાા વધ્યા. એ રૂપિયા દેવા રહ્યા.

હવે ઉધારમાં જોતાં રૂ ૮૪ાાા– નો ઉપાડ છે. તેમાંથી એ રકમ મજરે લઈ શકાશે. તેથી ઉધારમાં બીજી રકમ રૂ ૮૪ાાા– ઉતારીને તેના પેટામાં રૂ ૨૭ાા સમાવ્યા.

હવે જમા તરફ જોતાં રૂ ૭ાા અને રૂ ૨૧ા આવેલા છે, તે પણ ઉધારની રૂ ૮૪ાાા– વાળી રકમમાં મજરે આવી શકે એમ છે; માટે રૂ૨૭ાા પછી, બીજા નંબરે રૂ ૭ાા, અને ત્રીજા નંબરે રૂ ૨૧ા લખી ત્રણે રકમ બાદ કરી; બાકી રૂ ૨૮ાા– લહેણો પડ્યો. તે પછી કોઈ રકમ જમા થઈ નથી, પણ રૂ ૬૦ાાા વાળી રકમ ઉધરી છે. તેથી બંને રકમના સરવાળા જોગ એટલે રૂ ૮૯ા– કુલ બાકી લહેણો રહ્યો. ખાતાની સાથે મેળવતાં આંકડો મળે છે માટે આ ખોખું ખરૂં છે. (ખાતાવહીમાં જુઓ.)

## વ્યાજના ખોખામાં મુદ્દત ભરવા વિષે.

૫૭ સાદા વ્યાજની મુદ્દત—ઉપાડ થયો હોય તે તારીખથી વ્યાજ ગણવાને સારૂ ઠરાવેલી મિતિ સુધી ગણતાં, જે મુદ્દત આવે, તે રકમને જમણે પાસે છેડા ઉપર લખવી જેમકે—

### મુદ્દત ભરેલાં ખોખાનો નમુનો-સાદુવ્યાજ.

ગરાસીઆ જીવણજી દલજીના ખાતાનું વ્યાજ સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨ થી સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫ સુધી.

| જ | ઉ |
|---|---|
| | રૂ ૫૧) સં. ૧૯૫૮ ના<br>ચૈત્ર સુદ ૧૨. માસ ૩૬ાા ૮ |

સમજુતી—ગરાસીઆ જીવણજીના ખાતામાં સાદુ વ્યાજ ગણવાનું છે, માટે સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૨ થા સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫ સુધી ગણતાં ૩ વર્ષ ૦ાા માસ ને ૮ દિવસ આવ્યા. તેને મહિનાનું રૂપ આપી ૩૬ાા માસ ને ૮ દિવસ જમણે છેડે લખ્યા.

૫૮ આ ત્રણ વર્ષમાં એક અધિક માસ આવે છે માટે તે મજરે લીધો છે. **અધિક માસવાળા વર્ષમાં તેર માસનું વ્યાજ ગણાય છે.**

---

### ૫૯ દીવાળી બાકી વ્યાજમાં મુદ્દત ભરવા વિષે.

કંસારા અમથા ટોકરના ખાતાનું વ્યાજ. સં. ૧૯૫૮ ખોખું ૨.

| જ | ઉ |
|---|---|
| રૂ ૮ાા ચૈત્ર સુદ ૫ દિ. ઉ. | રૂ ૫૧) માગશર સુદ ૭ |
| રૂ ૬) અસાડ સુદ ૧૩ દિ. ઉ. | રૂ ૮ાા માસ ૩ાા ૧૩ |
| રૂ ૬ાાાન્ાા ભાદરવા સુદ ૮ દિ. ઉ. | રૂ ૬) માસ ૭) ૬ |
| બાકી આસો વદ ૦)) | રૂ ૬ાાાન્ાા માસ ૯) ૧ |
| રૂ ૨૯ાાન્ાા દિ ઉ. | રૂ ૨૯ાાન્ાા બાકી.માસ૧૦ાા૮ |

સમજુતી—કંસારા અમથા ટોકરના ખાતામાં જુઓ. રૂ ૫૧) માગશર સુદ ૭ ના ઉપાડેલા છે, તેના અવેજમાં રૂ ૮ાા ચૈત્ર સુદ ૫ મે, રૂ૬) અસાડ સુદ ૧૩ સે, અને રૂ ૬ાાાન્ાા ભાદરવા સુદ ૮ મે વસૂલ આવેલા છે, તે રૂ ૫૧) ના પેટામાં સમાવતાં બાકી રૂ ૨૯ાાન્ાા રહે છે.

આ ઉપરથી એમ ઠરે છે કે રૂ ૫૧) પૈકી, રૂ ૮ાા ચૈત્ર સુદ ૫ સુધી, રૂ ૬) અસાડ સુદ ૧૩ સુધી, રૂ ૬ાાાન્ાા ભાદરવા સુદ ૮ સુધી, અને

રૂ ૨૫ાા−ાા આસો વદ ૦)) સુધી લહેણા રહ્યા. માટે એ દરેક રકમ ઉપાડ થયા તારીખથી એટલે માગશર સુદ ૭ થી ખાતે રહી એમ ઠરે છે, તે કારણથી નીચે પ્રમાણે મુદ્દત ગણાઇ. **અ** રૂ ૮ાા માગશર સુદ ૭ થી ચૈત્ર સુદ ૫ સુધી લહેણા રહ્યા માટે તેની મુદ્દતના ૩ાા માસ ૧૩ દિવસ આવ્યા. તે ઉધાર બાજૂએ રૂ ૮ાા સામે ટાંકયા છે. કારણ રૂ ૮ાા મુદ્દલ ૩ાા માસ ને ૧૩ દિવસ સુધી આપણા લહેણા રહ્યા, તેથી તે રકમનું તેટલી મુદ્દતનું વ્યાજ મળવાને સારૂ મુદ્દતનો આંકડો ઉધારમાં ટાંકીને જમા બાજૂ એ રૂ ૮ાા ની સામે શેરો માર્યો કે 'દિન ઉધાર' છે.

**બ** રૂ ૬ાા માગશર સુદ ૭ થી અસાડ સુદ ૧૩ સુધી રહ્યા, તેની મુદ્દતના ૭ માસ ને ૬ દિવસ આવ્યા, તે રૂ ૬) ની જમણી પડખે ઉધારમાં લખ્યા છે, અને જમા બાજૂમાં શેરો માર્યો છે કે 'દિન ઉધાર.'

**ક** રૂ ૬ાા−ાા માગશર સુદ ૭ થી ભાદરવા સુદ ૮ સુધી રહ્યા, તેની મુદ્દતમાં ૯ માસ ૧ દિવસ આવ્યો, તે ઉધાર બાજૂએ રૂ ૬ાા−ાા ની જમણી દિશાએ નોંધીને, જમા બાજૂએ શેરો માર્યોછે કે 'દિન ઉધાર'

**ડ** છેવટ બાકી રૂ ૨૫ાા−ાા છે. તેની તિથિ આપી નથી. પણ એ રકમ એકાવન પૈકી છે, અને ખાતાનો હિસાબ આસો વદ ૦)) ના દિવસે થાય છે; માટે માગશર સુદ ૭ થી આસો વદ ૦)) સુધી ખાતે બાકી રહી. એવું સમજીને તેની મુદ્દતના ૧૦ાા માસ ને ૮ દિવસ આવ્યા તે રૂ ૨૫ાા−ાા ની જમણી બાજૂએ ટાંકયા છે. ( જુઓ ઉપલું ખોખું )

## મુદ્દત ભરેલું ખોખુ નં. ૩.

દેસાઈ નાથજી ભોગીલાલના ખાતાનું વ્યાજ.

| જ | ઉ |
|---|---|
| રૂ ૧૨૫) કાર્ત્તિક સુદ ૧ | રૂ ૯૭ાા પોષ વદ ૭ દિ. જ. |
| રૂ ૯૭ાા મા. ૨ાા ૬ | રૂ ૮૪ાાા− ફાગણ સુદ ૩ |
| રૂ ૨૭ાા મા. ૪ ૨ | રૂ ૨૭ાા દિ. જ. |
| રૂ ૭ાા પોષ વદ ૭ મા.૧) ૨૧દિ. | રૂ ૭ાા દિ. જ. |
| રૂ ૨૧ા અસાડ સુદ ૧૩ દિ. ઉ | રૂ ૨૧ાા મા. ૪) ૧૦ |
| બાકી આસો વદ ૦)) | રૂ ૨૮ાા− મા. ૭ાા ૧૨ |
| રૂ ૨૮ાા− દિ. ઉ | રૂ ૬૦ાાા જેઠ સુદ ૨ મા. ૪ાા ૧૩ |
| રૂ ૬૦ાાા દિ. ઉ. | |
| ૮૯ાા− નક્કી. | |

**સમજુતી**—ઉપર દેસાઇ નાથજી ભોગીલાલનું ખાતું જુઓ. રૂ ૧૨૫) કાર્તિંગ સુદ ૧ ના દેવા છે તે પેટે રૂ ૯૭॥ પોષ વદ ૭ મે આપ્યા, અને રૂ ૨૭॥ બાકી દેવા રહ્યા; તે રૂ ૮૪॥।~ ની રકમમાંથી ફાગણુ માસમાં મજરે આપ્યા. માટે દેસાઈ નાથજીને રૂ ૧૨૫) નું વ્યાજ મજરે આપવું જોઇએ, એમ ઠરે છે. તેથી તેની મુદ્દત નીચે પ્રમાણે ટાંકી છે.

अ રૂ ૯૭॥ કાર્તંગ સુદ ૧ થી પોષ વદ ૭ સુધી રહ્યા; માટે તેની મુદ્દત ૨॥ માસ ૩ દિવસ આવી, તે જમા બાજૂએ રૂ ૯૭॥ ને જમણે પાસે લખી છે, અને ઉધારમાં રૂ ૯૭॥ ની સામે શેરો માર્યો છે કે 'દિન જમા' છે.

રૂ ૮૪॥।~ ફાગણુ સુદ ૩ ને દિવસે આપેલા છે. તે પેટે દેવા રહેલા રૂ ૨૭॥ મજરે આપ્યા, અને તે પછી રૂ ૭॥ તથા રૂ ૨૧। જમા આવેલા છે, તે પણુ મજરે આપવા જોઇએ, માટે એ ત્રણે રકમો ઉધારમાં સમાવી છે. આ ઉપરથી એવું ઠરે છે કે રૂ ૮૪॥।~ ના લહેણુામાં એ બધું વસૂલ આવ્યું, માટે તેની મુદ્દત નીચે પ્રમાણ ગણાઇ.

ब રૂ ૨૭॥ કાર્તંગ શુદ ૧ ના પેટામાં રહેલા છે, માટે તે તારીખથી દેવા હતા તે ફાગણુ સુદ ૩ ના દિવસે અદા થયા; તેથી રૂ ૨૭॥ ની કાર્તંગ સુદ ૧ થી ફાગણુ સુદ ૩ સુધીની મુદ્દત ગણુતાં ૪ માસ ૨ દિવસ આવે છે. તે મુદ્દતનું વ્યાજ મજરે આપવાનુ છે માટે જમા બાજૂએ લખીને ઉધારમાં શેરો માર્યો કે 'દિન જમા' છે.

क રૂ ૭॥ પોષ વદ ૭ થા ફાગણુ સુદ ૩ સુધી રહ્યા માટે તેની મુદ્દતના ૧ માસ ૧૧ દિવસ આવ્યા, તે જમા બાજૂએ રૂ ૭॥ ની સામે ટાંક્યા અને ઉધારમાં શેરો માર્યો છે કે 'દિ. જ.' જમા ટાંકવાનું કારણુ એ છે કે ઉપાડ થતા પહેલાં જમા થાય છે માટે તે રૂપીઆનું વ્યાજ મજરે આપવું જોઇએ.

ड રૂ ૨૧। ફાગણુ સુદ ૩ ના પેટામાં છે તે તિથિથી અસાડ વદ ૧૩ સુધી બાકી રહ્યા. તેની મુદ્દત ગણુતાં ૪ માસ ૧૦ દિવસ આવી. તે ઉધારમાં રૂ ૨૧। ને જમણે પડખે ટાંકી છે, અને જમામાં શેરો માર્યો છે કે 'દિન ઉધાર.'

इ બાકી રૂ ૨૮॥~ ફાગણુ સુદ ૩ થી રહ્યા, તે જમા બાજૂએ જઈ શકતા નથી, તેથી આસો વદ ०)) સુધી રહ્યા, એવું સમજીને તેની મુદ્દત

ગણી તો ૭ાા માસ ને ૧૨ દિવસ આવી. તે રૂ ૨૮ાા~ પાસે ઉધારમાં લખી છે. કેમકે તેટલી મુદતનું વ્યાજ લહેણું રહશે.

ફ બીજી રકમ રૂ ૬૦ાાા ની ઉધારમાં રહે છે, તે જેઠ સુદ ૨ થી લહેણી છે. માટે આસો વદ ૦)) સુધી રહી એવું માનીને, મુદત ગણતાં ૪ાા માસ ને ૧૩ દિવસ આવ્યા; તે રૂ ૬૦ાાા ની જમણી પડખે લખ્યાછે.

આ બંને રકમોની, મુદત ઉધાર બાજુએ ભરાઇ તેથી જમા તરફ શેરો માર્યો છે કે 'દિન ઉધાર' છે.



## ૫૦ વારોવારિયાની મુદત ભરેલુ ખોખું.

મુંબાઇના પરી. શામળભાઈ નથ્થુભાઈના ખાતાનું વ્યાજ. સં. ૧૯૫૮ ની સાલનું. દા. ૦ાા ખા. પા. ૧ લું.

| જ | ઉ |
|---|---|
| રૂ ૨૦૦ ચૈત્ર સુદ ૫ ને રવી. દિ. ૨૯ | રૂ ૩૨૫) વૈશાખ સુદ ૩ શનિ. |
| રૂ ૩૦૦) અસાડ સુદ ૨ શોમ | રૂ ૨૦૦) દિ. ૪. |
| રૂ ૧૨૫) દિ. ૬૦ | રૂ ૧૨૫) માસ ૧ાા ૧૩ |
| રૂ ૧૭૫) મા. ૨ાા ૯ | રૂ ૨૭૫) ભાદરવા વદ ૧૨ રવી |
| રૂ ૯૯) ભાદરવા સુદ ૧૫ બુધ દિ. ૧૨ | રૂ ૧૭૫) દિ. ૪, |
| બાકી આસો વદ ૦)) | રૂ ૯૯) દિ. ૪. |
| રૂ ૧) દિ. ૩. | રૂ ૧) બાકી માસ ૧) ૨ |

સમજૂતી—વારોવારિઉં વ્યાજ પાંચ રીતે ગણાય છે માટે તે નીચે પ્રમાણે છે.

## ૫૧ વારોવારિઉં વ્યાજ ગણવાની રીતો.

**રીત ૧ લી.** સાધારણ પક્ષે મહિનાના દિવસ ૩૦ છે. પરંતુ ચાંદ્ર માસ ૨૯ાા દિવસનો હોવાથી આપણી તિથિનો ક્ષય આવે છે, અને ૨૯ાા દિવસનો મહિનો ગણાય છે, તેથી દરમાસે દિન ૦ાા પ્રમાણે કાપવાથી વારનો કસર નીકળી જાય છે. જેમકે-

પરી. શામળભાઇનું ખાતું જુઓ. તેમાં રૂ ૧૨૫) ની રકમ વૈશાખ સુદ ૩ ને શનિવારની છે, તે જમા તરફ અસાડ સુદ ૨ ને સોમવારના પેટામાં સમાઈ છે, માટે તે રકમની સાદી રીતે મુદત ગણતાં ૧ાા માસ ૧૪ દિવસ એટલે લગભગ બે માસ થાય છે. તેમાંથી દર માસે દિન ૦ાા

લેખે ગણીને એક દિવસ કાપતા ૧૧ા માસ ૧૩ દિવસ રહે છે, તે ખોખામાં ઉધાર બાજૂએ રૂ ૧૨૫) ની પાસે લખ્યા છે.

**રીત ૨ જી—સાદી રીતે મુદત આવે તેને દિવસનું રૂપ આપીને સાતે ભાગો, અને શેષ છોડી દો. પછી ભાગાકાર ને ભાજકે ગુણી ગુણાકારમાં બે મિતિઓ વચ્ચેના વારનું અંતર ઉમેરો, સરવાળો થાય તેટલા દિવસ મુદતમાં આવે જેમકે-**

ઉપરના દાખલામાં—સાદી મુદત ૧૧ા માસ ૧૪ દિવસ આવે છે. તેના ૫૯ દિવસ થયા, તેને ૭ ભાગતાં ભાગાકાર ૮ આવ્યો, અને ૩ શેષ છોડી દીધા. ભાગાકાર ૮ ને ૭ ભાજકે ગુણતાં ૫૬ આવ્યા, તેની અંદર શનિથી સોમવાર સુધીના બે દિવસ ઉમેર્યા, એટલે ૫૮ થયા. તેના મહિના ગણતાં ૧૧ા માસ ને ૧૩ દિવસ આવે છે. માટે ખોખામાં તેજ મુદત લખી છે.

**રીત ૩ જી—તિથિ પ્રમાણે સાદી મુદત ગણો. તેમાં માસ આવે તેનાં પખવાડિયાં કરો. પછી શરૂ મિતિએ જે વાર હોય તે વારથી પખવાડિયાં જેટલા વાર છોડી દો. એ રીતે કરતાં છેવટે જે વાર આવે ત્યાંથી આપેલી મિતના વારસુધી ગણો. તેમ કરવાથી જેટલા દિવસ નીકળે તેટલા દિવસ પહેલાંના માસ ઉપર ચડાવો જેમકે-**

ઉપરના દાખલામાં—સાદી રીતે ૧૧ા-૧૪ દિવસ આવે છે. તેમાં ૧૧ા માસનાં પખવાડિયાં ૩ થાય. શરૂ મિતિ વૈશાખ સુદ ૩ ને શનિવાર છે માટે શનિવારથી ત્રણવાર છોડી દેતાં છેવટે બુધવાર આવે છે. માટે બુધથી ૧૪ દિવસે મંગળવાર આવે, પણ આપણે તો સોમવારનો ખપ છે; તેથી એકવાર-એક દિવસ ઓછો લેતાં ૧૧ા માસ ને ૧૩ દિવસ આવે. અને તેજ આંકડો ખોખામાં લીધો છે.

**રીત ૪ થી—સાદી રીતે આવેલા મહિનાને બેએ ગુણો. પછી તેમાં ઉપલ્યા દિવસ ઉમેરો. તેની સાથે બે તિથિઓના વાર વચ્ચેનું અંતર લઇને સરખાવો. જો બરોબર થાય તો સાદી રીતે ગણ્યુ હોય તે ખરૂં માનો. અને કમી આવતું હોય તો તેટલું બાદ કરી ખરો આંકડો લાવો. જેમકે—ઉપરના દાખલામાં સાદી મુદત ૧૧ા-૧૪ છે. તેમાં માસ ૧૧ા×૨+૧૪=૧૭ થયા. તેની સાથે મુદતવાળી**

બે મિતિઓ વચ્ચેના વારને સરખાવતાં માલૂમ પડયું કે શનિવારથી ૧૬ મે દિવસે સોમવાર આવે માટે એક દિવસ ઓછો થાય; તેથી ૧ાા-૧૪ દિવસને બદલે ૧ાા ૧૩ દિવસ રહ્યા.

**રીત ૫ મી—શરૂ મિતિએ જે વાર હોય તે વારથી ત્રીજો વાર એક મહિને આવે છે. મતલબ કે દર મહિને એકેક વાર પડે છે. માટે સાદી રીતે જે માસ આવે તે દરેક માસની શરૂઆતે કયો વાર હતો તે નકકી કરતા જાઓ અને ઉપરના દિવસનો વાર શોધી કાઢી, આપેલી મિતિના વાર સાથે સરખાવો જો મળતું આવે તો તે ખરૂં છે એમ માનો.**

જેમકે-ઉપરના દાખલામાંજ સાદી રીતે ૧ાા ૧૪ દિવસ આવે છે. તેમાં વૈશાખ સુદ ૩ ને શનિવારથી મહિનો શરૂ થાય છે, માટે જેઠ સુદ ૩ ને દિવસે એક વાર પડતો મૂકતાં સોમવાર આવે, અને અસાડ સુદ ૨ ને દિવસે મંગળવાર આવે. પરંતુ આપણે તો સોમવાર લેવાનો છે તેથી એકવાર પાછો હઠાવતાં બરાબર મળી રહેશે. આ કારણને લીધે સાદી રીતની મુદ્દતના ૧ાા ૧૪ દિવસમાંથી દિન ૧ કમી કરતાં ૧ાા ૧૩ દિવસ રહે છે તે મુદતની અંદર લખ્યા છે. ઇત્યાદિ.

## વ્યાજના ખોખામાં સર ગણવા.

૬૨ ખાતાદારને ધીરેલી રકમ હોય તેને **મુદ્દલ** કહે છે, તે જેટલા દિવસ બાકીમાં રહે તેને મુદત કહે છે, અને એબંનેના ગુણાકારને **સર** કહે છે. હરેક વ્યાજમાં રકમને ડાબે પાસે તે લખાય છે.

૬૩ સર બે જાતનો છે. **अ પાકો ब કાચો.**

મુદ્દલ×મહિના=**પાકો સર.** અને મુદ્દલ×દિવસ=**કાચો સર. કાચો સર÷૩૦=પાકો સર આવે.** ૩૦ વડે ભાગતાં ચાર શેષ રહે તો છોડી દેવી. તેથી અધિક રહે તો ભાગાકારમાં પા વધારવો. જેમકે-૧૦૨ કાચો સર છે તેને ૩૦ વડે ભાગતાં ૩ા ને ૪ાા શેષ રહે છે માટે ૩ા ને બદલે ૩ાા ગણવા.



## ૬૪ સર ભરેલાં વ્યાજનાં ખોખાં.

ગરાસીઆ જીવણજી દલજીના ખાતાનું વ્યાજ સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨ થી
૫૮ ના ચૈત્ર સુદ ૫ સુધી રામ ૧૦ ખા. ૫ા.

| જ | ઉ |
|---|---|
| | ૧૮૭૫ રૂ ૫૧) સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ |
| | ૧૨ માસ ૩૬॥–૮ |

સમજુતી—ગરાસીઆ જીવણજીના ખાતામાં રૂ ૫૧) મુદ્દલ છે, અને તેની મુદતમાં ૩૬॥–૮ દિવસ આવેલા છે. રૂ ૫૧) મુદ્દલને ૩૬॥ માસે ગુણતાં ૧૮૬૧॥ પાકો સર આવ્યો, અને રૂ ૫૧) ને ૮ દિવસે ગુણતાં ૪૦૮ કાચો સર આવ્યો, કાચા સર ૪૦૮ ને ૩૦ સે ભાગતાં ભાગાકાર ૧૩॥ આવ્યો ને ૩ શેષ છોડી દીધા. પછી ૧૩॥ ને પ્રથમના સર ૧૮૬૧॥ માં ઉમેર્યા, તો કુલ સર ૧૮૭૫ થયો, તે રૂ ૫૧) ને ડાબે પાસે પહેલા સળમાં લખ્યો છે.

## સર ભરેલું ખોખું ૨ જું.

કંસારા અમથા ટોકરના ખાતાનું વ્યાજ. સં. ૧૯૫૮ ના આસો વદ ૦))

| જ | ઉ |
|---|---|
| ઠ રૂ ૮॥ ચૈત્ર સુદ ૫ દિ. ઉ | ૪૫૮ રૂ ૫૧) માગશર સુદ ૭ |
| ઠ રૂ ૬) અસાડ સુદ ૧૩ દિ. ઉ. | ૩૩॥ રૂ ૮॥ માસ ૩॥ ૧૩ |
| ઠ રૂ ૬॥=॥ ભાદરવા સુદ ૮ દિ. ઉ. | ૪૩। રૂ ૬) માસ ૭) ૬ |
| ઠ બાકી આસો વદ ૦)) | ૬૨॥ રૂ ૬॥=॥ માસ ૯) ૧ |
| ૦ રૂ ૨૯॥–॥ દિ. ઉ. | ૩૧૮॥ રૂ ૨૯॥–॥ બાકી માસ |
| | ૪૫૮) ૧૦॥ ૮ |

સમજુતી—ખોખું. ૨ જું જુઓ. રૂ ૮॥ મુદ્દલને ૩॥ માસે ગુણ્યા તો ૨૯॥। પાકો સર આવ્યો, પછી રૂ ૮॥ ને ૧૩ દિવસે ગુણતાં ૧૧૦॥ કાચો સર આવ્યો. તેને ૩૦ ભાગ્યા તો ભાગાકાર ૩॥ ને શેષ ૫॥ રહ્યા. ૫॥ શેષનો પા ગણી ભાગાકાર ૩॥ માં વધાર્યા, તો ૩॥। પાકોસર આવ્યો. તેને પ્રથમના ૨૯॥। સરમાં ઉમેરતાં કુલ સર ૨૯॥।+૩॥।= ૩૩॥ થાય છે; તે રૂ ૮॥ ની ડાબી બાજૂએ લખ્યો છે. અને જમા બાજૂએ સરને ઠામે મીંડું મુકયું છે.

બીજી રકમ રૂ ૬) છે. તે ૭ માસને ૬ દિવસ રહી છે. માટે ૬×૭=૪૨ પાકા સર. અને રૂ ૬)×૬ દિ=૩૬ કાચોસર. તેને ત્રીસે ભાગતાં ભાગાકાર એક અને શેષ ૬ રહે છે, તે શેષની વતીનો પા સર ચડાવતાં ૧ા થાય. ને ૪૨ પાકા સરમાં મેળવતાં કુલ ૪૩ા સર આવ્યો. તે રૂ. ૬) ની ડાબી બાજૂ ઉપર માંડયો છે. ને જમા તરફ સરમાં શૂન્ય લખ્યું છે.

ત્રીજી રકમ રૂ ૬ાાા=ાા છે. તે ૯ માસ ૧ દિવસ રહી છે. માટે ૬ાાા=ાા×૯=૬૨ા પાકા સર આવે. અને રૂ ૬ાાા=ાા ને×૧ દિવસ=૬ાાા=ાા કાચો સર ÷૩૦=૦ા પાકો સર થયો તે ૬૨ા માં ઉમેરતાં કુલ ૬૨ાા સર આવ્યો. તે રૂ ૬ાાા=ાા ની ડાબી કોર લખ્યા છે.

ચોથી રકમ રૂ ૨૯ાા−ાા છે, તે ૧૦ાા માસ ૮ દિવસ રહી છે. માટે ૨૯ાા−ાા×૧૦ાા માસ=૩૧૦ાાા પાકોસર. અને રૂ ૨૯ાા−ાા×૮ દિવસ=૨૩૬ાાા÷૩૦=૮ પાકોસર. તેથી ૩૧૦ાાા+૮=૩૧૮ાાા આવ્યા તે રૂ૨૯ાા−ાા ને ડાબે પાસે લખ્યા છે.

આ દરેક રકમના સર રૂ ૫૧) ના પેટામાં આવે છે માટે જુદા જુદા સરનો સરવાળો લેતાં ૪૫૮ થાય છે. તે મથાળે રૂ ૫૧) ના ડાબે પડખે લખ્યા છે.

આ પ્રમાણે દરેક ખોખામાં સર ભરેલા છે.

## વ્યાજના સરની વ્યવસ્થા.

૬૫ રકમોના સર ગણાઇ રહે એટલે પેટા રકમોના સર હોય તે મુખ્ય રકમને મથાળે લેવા જેમકે—

અ કંસારા અમથા ટોકરના ખાતામાં રૂ ૫૧) ચાર કકડે મજરે આવે છે, માટે ચાર પેટા સરનો સરવાળો રૂ ૫૧) ને મથાળે ૪૫૮ લખ્યો છે.

વ દેસાઇ નાથજી ભોગીલાલના ખાતામાં જમા રૂ ૧૨૫) છે, તે બે કકડે અદા થાય છે, માટે બે પેટા રકમના સરનો સરવાળો રૂ ૧૨૫) આગળ નોંધ્યો છે.

૬૬ પેટા રકમોના સર ગોઠવાઇ જાય એટલે જમાના સરનો સરવાળો જમા તરફ, અને ઉધારનો ઉધારમાં ટાંકવો. જેમકે—

अ કંસારા અમથાના ખાતામાં જુઓ. જમાનો કુલ સર ૦, અને ઉધારનો સર ૪૫૧॥ માંડયો છે.

ब દેસાઇ નાથજીના ખાતામાં જુઓ. જમાના સરનો સરવાળો ૭૮૫॥ અને ઉધારનો ૬૧૬॥ ટાંકયો છે.

૬૭ પછી એ બે સરની બાદબાકી કરવી. જો જમાના સરમાંથી ઉધારનો સર બાદ થતો હોય તો વધેલો સર 'દેવો પડયો' એમ સમજવું. જો ઉધારમાંથી જમાનો સર બાદ કરવો પડે તો બાકી રહેલા સર લહેણો રહે' એવું માનવું. જેમકે—

अ પરી. શામળભાઇનું ખાતું જુઓ. જમાનો સર ૭૭૨ છે, તેમાંથી ઉધારનો સર ૨૫૧ કમી કરતાં ૫૨૧ સર વધે છે, તે 'દેવો પડયો,' એમ કહેવાય.

ब કંસારા અમથાના ખાતામાં ઉધારનો સર ૪૫૧॥ છે. તેમાંથી જમાનો સર ૦ બાદ કરતાં ૪૫૧॥ વધે છે, અને દિ. ०॥ લેખે કસર કાપતાં પણ ૪૪૪ સર બાકી રહે છે, તે 'લહેણો થયો' એમ સમજવું.

( જુઓ વ્યાજ ગણેલા નમુના. )

## વ્યાજ ગણતાં કસર કાપવી.

૬૮ વ્યાજનો આંકડો નક્કી કરતાં બે રીતે કસર કાપવામાં આવે છે. अ વ્યાજના સર ઉપર ब વ્યાજની રકમ ઉપર.

૬૯ વ્યાજના સર ઉપર બે રીતે કસર કપાય છે. अ દિન ०॥ લેખે. ब પંચોતરી અથવા સેંકડે પાંચનો સર.

## વ્યાજના સર ઉપરથી કસર કાપવી,

૭૦ જમા ઉધાર સરની બાદબાકીમાં જે સર વધ્યો હોય તેને અર્ધાએ ગુણી ત્રીસે ભાગવા, અથવા વધેલા સરનો સાઠમો ભાગ લેવો, અને તે ભાજ્ય રકમમાંથી બાદ કરવો; એટલે દિન ०॥ લેખે કપાત થશે. જેમકે—

કંસારા અમથા ટોકરના ખાતામાં વધેલા સર ૪૫૧॥ ને ×०॥÷૩૦ =७॥ આવ્યા, તે બાદ કરતાં ૪૪૪) સર બાકી રહે છે (જુઓ વ્યાજ ગણી નક્કી કરેલા નમુનામાં. તથા વ્યાજવહીમાં )

૭૧ જમા ઉધાર સરની બાદબાકીમાં જે સર વધ્યો હોય તેને પાંચે ગુણી સોએ ભાગવા, અથવા વીસમો ભાગ લેવો, અને તે ભાજ્ય રકમમાંથી બાદ કરવો. એટલે સેંકડે પાંચનો સર કપાત થશે. જેમકે દેસાઇ નાથજી ભોગીલાલના ખાતામાં વધેલા સર ૨૩૧ા તે × ૫÷૧૦૦=૧૧ા પંચોતરી આવી, તે ૨૩૧ા માંથી બાદ કરતાં ૨૧૯ાા નો સર બાકી રહે છે. ( જુઓ વ્યાજ ગણેલા તૈયાર નમુના )

## વ્યાજના આંકડા ઉપર કસર કાપવી.

૭૨ કેટલેક ઠેકાણે વ્યાજના આંકડા ઉપર છૂટ મૂકવાનો રિવાજ હોય છે. દોકડા લેખે છૂટ આપવો હોય તો વ્યાજની રકમને એકે ગુણવા, અર્ધા દોકડા લેખે હોય તો અર્ધા કરવા, અને ગુણાકાર જેટલા દોકડા મજરે આપવા. જેમકે—

અ—કોઠારી હરજીવન કેવળના ખાતામાં રૂ ૪૧ ૦ વ્યાજના થાય છે તેમાં દોકડા લેખે રૂ ૦) ૪૧ દોકડા છૂટ લીધી તે ઉધારી છે.

બ દલસુખ જેઠાભાઇના ખાતામાં રૂ ૦ાા ૧૮ાા વ્યાજ દેવું પડે છે તેના ઉપર ૦) ૧ દોકડો છુટ લીધી તે ઉધારી છે. (જુઓ વ્યાજવહી.)

૭૩ નબળી આસામીઓના ખાતાનો હિસાબ કરતાં છુટ મૂકવાનુ કશું ધોરણ રહેતું નથી. જેમકે ગરાસીઆ જીવણજીના ખાતામાં જુઓ. રૂ ૧૧ાા≈ાા વ્યાજ થાય છે તેના બદલામાં રૂ ૧ાા≈ાા છુટ કાપી છે, ને રૂ ૧૦) મજરે લીધા છે. (જુઓ વ્યાજ ગણેલા નમુના.)

૭૪ વારેવારિયા વ્યાજની અંદર સર ઉપર કે વ્યાજના આંકડા ઊપર કસર કપાય નહિ. કેમકે વારેવાર મેળવવામાં જે કસર કાપવાની તે આવી જાય છે. જેમકે પરી. શામળભાઇના ખાતાનું વ્યાજ વારેવારિઉં છે માટે કોઈ જાતની કસર કપાઇ નથી. તેમજ વ્યાજવહીમાં અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઈના ખાતાનું વ્યાજ જુઓ.

## તેરીખ ઉપરથી વ્યાજનો આંકડો કાઢવો.

૭૫ વ્યાજના ખોખામાં મુદત ભરી સર ગણ્યા પછી વ્યાજ ગણવામાં આવે છે.

૭૬ દર મહિને દર સેંકડે અથવા દર વર્ષે દર સેંકડે વ્યાજનો ભાવ ઠરાવવો તેને વ્યાજનો દર કે તેરીખ કહે છે. તેરીખનો મૂળ શબ્દ તારીખ છે. તારીખ—દિવસ. જેટલી મુદત નાણાં રહે તેટલી તારીખોનું વ્યાજ ગણવું

જોઈએ; માટે વ્યાજના દરને તેરીખો કહે છે. નાણું ધીરનાર અને ઉપાડનાર-ઉભયતાની અનુકુળતા પ્રમાણે વ્યાજનો દર ઠરાવવામાં આવે છે. જેમકે—

**અ દર માસે દર સેંકડે ૦૫ ટકા લેખે. બ દરમાસે દર સેંકડે છ આના લેખે અથવા રામ છ લેખે.**

૭૭ ટકાનો અર્થ રૂપિયો, અને રામનો અર્થ આનો; સમજવો.

૭૮ સર×વ્યાજનો દર=વ્યાજ આવે, પણ તેમાં ટકા એટલે રૂપિયાના રૂપે ગુણ્યા હોય તો ગુણાકારને દોકડા કહેવા; અને આના અથવા રામવડે ગુણ્યા હોય તો ગુણાકારને બદામ કહેવી. પછી તેના રૂપિયા કાઢવા. એ રૂપિયા તે ખરેખરૂ વ્યાજ કહેવાય.

અ જુઓ કે અમથા ટોકરને ખાતે છેવટ સર ૪૪૪ છે, તેને ૦૫ ટકાએ ગુણુતાં ૨૨૨ દોકડા આવ્યા, તેના રૂ ૨)॥ લખ્યા છે.

બ ગરાસીઆ જીવણજીના ખાતામાં સર ૧૮૭૫ છે, તેને દસ આનાની તેરીખે ગુણુતાં ૧૮૭૫૦ બદામ આવી, તેના ૧૮૭॥ આના થયા તે ઉપરથી રૂ ૧૧॥॥ આવ્યા તે લખ્યા છે.

ઇત્યાદિ (જુઓ નમુના કે વ્યાજવહી.)

## વ્યાજની તારીજ દોરવી.

૭૯ ખાતાદાર પાસે ખાતે બાકી શું છે, અને વ્યાજ કેટલું ચડયું, તેની ફોડ વ્યાજના ખોખામાં આવે છે, જેને **તારીજ** કહે છે. વ્યાજ ગણુવા લાયક સરનો આંકડો નીકળ્યા પછી તારીજ દોરવામાં આવે છે. જેમકે—

તારીજ ———————— ——— ઉ ——————————— ———

(જુઓ નમુનામાં.)

૮૦ **તારીજની** અંદર ખાતે બાકી રહેલું હોય તે પ્રથમ લખવું; પછી બીજી લીટીએ વ્યાજનો આંકડો થતો હોય તે ચડાવવો.

(જુઓ નમુનામાં.)

૮૧ ખાતે બાકી નીકળતી રકમ દેવી પડતી હોય તો તારીજમાં જમા બાજૂએ લખવું કે 'બાકી દેવા. સં અમુક મિતિ અમુક.' અને ખાતે બાકી લહેણું હોય તો 'બાકી લહેણા સં. અમુક તિથિ અમુક, એવું લખવું. (જુઓ નમુનામાં.)

પછી બીજી લીટીએ વ્યાજ ટપકાવતાં લખવું કે વ્યાજસર આટલો દર અમુક લેખે. (જુઓ નમુનામાં.)

૮૨ ખાતે બાકી નીકળતું અને વ્યાજનો આંકડો તારીજમાં નંધાય એટલે તેનો સરવાળો બાંધવો. સરવાળો લેવાથી સાલ આખરે કેટલું દેવું લહેણું રહ્યું તે માલૂમ પડે છે. (જુઓ નમુનામાં)

ગરાસીઆ જીવણજીના ખાતામાં તારીજ દોરી છે, તેની પાસે ખાતે બાકી રૂ ૫૧) લહેણા પડે છે, તે તારીજમાં ઉધાર બાજુએ ઉધાર્યા છે; ને લખ્યું છે કે રૂ ૫૧) બાકી લહેણા સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫. પછી બીજી લીટીએ વ્યાજ નોંધ્યું છે કે રૂ ૧૧॥૭॥ વ્યાજ સર ૧૮૭૫ દા, ૦॥= લેખે એટલે એકંદર લહેણું રૂ ૬૨॥૭॥ થાય છે. તેમાંથી રૂ ૧॥૭॥ છૂટ આપી છે તે તારીજમાં જમા લીધી છે. એટલે તે બાદ જતાં છેવટ બાકી રૂ ૬૧) રહે છે, તે તેની પાસે નવેસરથી ટિકિટ ચોડાવીને ખાતે બાકી મૂકાવ્યા છે.

કંસારા અમથા ઠાકરના ખાતામાં ખાતે બાકી રૂ ૨૯॥–॥ છે, તે તારીજમાં ઉધાર્યા છે; અને લખ્યું છે કે ૨૯॥–॥ બાકી લહેણા સં. ૧૯૫૮ ના આસો વદ ૦)). પછી વ્યાજ ચડાવતાં લખ્યુ છે કે વ્યાજ સર ૪૪ દા. ૦॥ લેખે. એ બે રકમથી એકંદર લહેણું રૂ૩૧॥–  થાય છે. તે ખાતે બાકો કઢાવો લેવામાં આવ્યું છે. (જુઓ નમુનો.)

દેસાઇ નાથજી ભોગીલાલને ખાતે બે કકડે થઇને રૂ ૮૯–  લહેણા રહે છે, તે તારીજમાં ઉધાર્યા છે; અને વ્યાજની રકમ રૂ ૧)= થાય છે તે પણ વિગતથી ઉધારતાં એકંદરે લહેણું રૂ ૯૦॥ ૦॥ થાય છે તે હિસાબ સમજીને ખાતે બાકીમાં લીધું છે.

પરી. શામળભાઇ નથ્થુભાઇનું ખાતુ જોતાં ખાતે બાકીમાં રૂ ૧) છે તે લહેણો રહે છે, માટે તેમને ખાતે રૂ ૧) ઉધારી દીધો છે; અને વ્યાજને માટે જોયું તો તેમનો સર દેવો પડે છે, ને તે ૫૨૧ સર છે માટે ૫૨૧ સરને તેરીખના ૦॥ ટકાએ ગુણતાં રૂ ૨॥ ૧૦॥ દોકડા વ્યાજના દેવા પડે. તેથી વ્યાજની રકમ તેમને ખાતે જમા લીધો છે.

ખાતે બાકી રૂ ૧) લહેણા છે, અને વ્યાજના રૂ ૨॥ ૧૦॥ દોકડા દેવા નીકળે છે માટે તેમાંથી રૂ ૧) મજરે લેતાં રૂ ૧॥ ૧૦॥ બાકી દેવા

રહે છે. તે તારીજમાં બતાવ્યા છે. જો ખાતે બાકીમાં લહેણી રકમ મોટી હોત તો વ્યાજની રકમ મજરે વાળતાં બાકી વધત તે લહેણું ગણાત.

(જુઓ વ્યાજ ગણી તૈયાર કરેલા નમુના)

## વ્યાજ ગણેલાં ખાતાના નમુના.

### ૧ સાદું વ્યાજ.

ગરાસીઆ જીવણજી દલજીના ખાતાનું વ્યાજ. સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫.
વ્યાજ રામ ૧૦. ખા. ૫ા.

| જ | ઉ |
|---|---|
| | ૧૮૭૫ રૂ ૫૧) સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨ મા. ૩૬ા ૮. |
| | ૧૮૭૫ |

| તારીજ | ઉ |
|---|---|
| ૧૧ા≈ા છુટ મૂકી. | ૫૧) બાકી લહેણા. |
| ૬૧) બાકી. | ૧૧ા≈ા વ્યાજ સર ૧૮૭૫ દા. ૦ા≈. |
| ૬૨ા≈ા | ૬૨ા≈ા |

ગરાસીઆ જીવણજી દલજીનું ખાતું સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૬.

| જ | ઉ |
|---|---|
| | ૬૧) બાકી લહેણા સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫ ના દિને હિસાબ સમજી બાકી કાઢયા છે. અંકે એકસઠ પુરા. દા. હરિભાઈ નારણદાસ.<br>ગરાસીઆ જીવણજી દલજી ની સહી. દા. છોટાલાલ ગુલાબચંદ ધણીના કહેવાથી. |

### ૨. કાપ્યું કે દીવાળી બાકી વ્યાજનો નમુનો. અ

કંસારા અમથા ટાકરના ખાતાનું વ્યાજ સં. .૧૯૫૮ રામ. ૮. ખા. ૫ા.

| જ | ઉ |
|---|---|
| ૦ રૂ ૮ા ચૈત્ર સુદ ૫. દિ. ૭. | ૪૫૧ા રૂ ૫૧) માગશર સુદ ૭. |
| ૦ રૂ ૬) અસાડ સુદ ૧૩ દિ. ૭. | ૩૩ા રૂ ૮ા. માસ ૩ા ૧૩. |

૦ રૂ૬ાા=ાા ભાદરવા સુદ ૮. હિ. ઉ. — ૩ગ્રા રૂ ૬) માસ ૬) ૭.
૦ — ૬રા રૂ ૬ાા=ાા માસ ૯) ૧.
૩૧૮ાા રૂ૨૯ાા—ાા મા. ૧૦ાા ૮.

૪૫૧ાા
૭———જમાનો સર.
ગ્રા હિ. ૦ાા લેખે કસર.
૪૪૪) નક્કી સર.

| તારીજ | | ઉ |
|---|---|---|
| ૩૧ાાા— બાકી | | ૨૯ાા—ાા બાકી લહેણા. |
| | | ૨)≡ાા વ્યાજ સાર ૪૪૪ દા. ૦ાા. |
| ૩૧ાાા— | | ૩૧ાાા— |

કંસારા અમથા ઠાકરનું ખાતું સં. ૧૯૫૯ ના કાર્તિગ સુદ ૧.

| જ | ઉ |
|---|---|
| | ૩૧ાાા— બાકી લહેણા ખાતું સમજી હિસાબ કરી બાકી કાઢ્યા છે સં. ૧૯૫૯ ના કાર્તિગ સુદ ૧ પોણીબત્રીસ એક આનો બાકી છે. કંસારા અમથા ઠાકરની સહી દા. પોતે. |

## ૩. કાપી વ્યાજ નમુનો.

દેસાઈ નાથજી ભોગીલાલના ખાતાનું બ્યાજ સં. ૧૯૫૮ દા. ૦ાા—.

| જ | ઉ |
|---|---|
| ૩૭૫) રૂ ૧૨૫) કાર્તિગ સુદ ૧. | ૦ રૂ ૯ગ્રા પોષ વદ ૭ હિ. જ. |
| ૨૬૩ા રૂ ૯ગ્રા મા. ૨ાા ૬. | ૩૨૬ાા રૂ ૮૪ાા— ફાગણ સુદ ૩. |
| ૧૧૧ાા રૂ ૨ગ્રા મા. ૪) ૨. | ૦ રૂ ૨ગ્રા હિ. જ. |
| ૧૦ા રૂ ગ્રા પોષ વદ ૭ મા. ૧) ૧૧. | ૦ રૂ ગ્રા હિ. જ. |
| ૦ રૂ ૨૧ા અસાડ સુદ ૧૩. હિ.ઉ. | ૯૨) રૂ ૨૧ા માસ ૪) ૧૦. |
| બાકી લહેણા આસો વદ ૦)) | ૨૨૪ાા રૂ ૨૮ા— મા. ગ્રા ૧૧. |
| ૦ રૂ ૨૮ા— હિ. ઉ. | ૨૯૯ાા રૂ ૬૦ાા જેઠ સુદ ૨ મા. ૪ાા ૧૩. |
| ૦ રૂ ૬૦ાા હિ. ઉ. | |
| ૮૯ા— કુલ | ૬૧૬ાા |
| ૩૮૫ા | ૭——— |
| | ૩૮૫ા જમાનો સર. |
| | ૨૩૧ા |
| | ૨——— |
| | ૧૧ાા પંચોતરી. |
| | ૨૧૯ાા નક્કી. |

| તારીજ | ઉ |
|---|---|
| ૯૦॥ ૦॥। બાકી. | ૮૯।– બાકી લહેણા. |
| | ૧)॥। વ્યાજ રૂ૨ ૨૧૯॥। દા. ૦॥–. |
| ૯૦॥૦॥। | ૯૦॥ ૦॥। |

દેસાઈ નાથજી ભોગીલાલનું ખાતું સં. ૧૯૫૯.

| જ | ઉ |
|---|---|
| | ૯૦॥ ૦॥। બાકી લહેણા સં. ૧૯૫૯ના કાર્ત્તિગ સુદ ૧. સામાસામી ખાતુ મેળવી હિસાબ કર્યોછે. |
| | ૯૦॥ ૦॥। |



## ૪. વારોવારિયા વ્યાજનો નમુનો.

મુંબાઈના પશી. શામળભાઇ નથ્થુભાઈના ખાતાનું વ્યાજ સં. ૧૯૫૮.

વ્યાજ રામ ૮. ખા. પા. ૧.

| જ | ઉ |
|---|---|
| ૧૮૦) રૂ ૨૦૦) ચૈત્ર સુદ ૫ ને રવી. | ૨૫૦) રૂ ૩૨૫) વૈશાખ સુદ ૩ ને શનિ. |
| મા. ૦॥ ૧૨. | રૂ ૨૦૦) દિ. જ. |
| ૭૦) રૂ ૩૦૦) અસાડ સુદ ૨ ને સોમ. | રૂ ૨૫૦) રૂ ૧૨૫) મા. ૧॥ ૧૩. |
| ૦ રૂ ૧૨૫ દિ. ઉ. | ૦ રૂ ૨૨૪। અસાડ વદ ૧૨ શુક્ર. |
| ૭૦) રૂ ૧૭૫ દિ. ૧૨. | ૦ રૂ ૧૭૫) દિ. જ. |
| ૪૮૨॥ રૂ ૨૪૪। અસાડ સુદ ૧૦ મંગળ. | ૦ રૂ ૪૯। દિ. જ. |
| ૩૯) રૂ ૬૯। મા. ૦॥ ૨. | ૧) રૂ ૨૭૫) ભાદરવા વદ ૧૨ ને રવી. |
| ૪૪૩॥ રૂ ૧૭૫ મા. ૨॥ ૧. | ૦ રૂ ૧૭૫) દિ. જ. |
| ૩૯॥ રૂ ૯૯) ભાદરવા સુદ ૧૫ ને બુધ. | ૦ રૂ ૯૯) દિ. જ. |
| દિ. ૧૨. | ૧) રૂ ૧) બાકી. માસ ૧) ૩. |
| ૦ બાકી આસો વદ ૦)) ને શુક્ર. | |
| રૂ ૧) દિ. ઉ. | |
| ૭૭૨) | ૨૫૧) |
| ૨૫૧) | |
| ૫૨૧) | |

| તારીખ | | ઉ | |
|---|---|---|---|
| | રા ૧૦ા વ્યાજ સર૫ર૧ દા. ૦ા | ૧) | બાકી લહેણો. |
| | રા~ાા | | ૧) |
| | | ૧ા~ાા | બાકી દેવા. |
| | | | રા~ાા |



## વ્યાજનો જમાખરચ નાખવા વિષે.

**૮૩ વ્યાજવહીની અંદર ખાતાદારને ખાતે વ્યાજનો આંકડો લહેણો પડે, તે રોજમેળમાં તેમને ખાતે ઉધારીને વ્યાજ ખાતે જમા લેવો જોઇએ. જેમકે.**

**અ** પંડયા રણછોડ ગલુરામને ખાતે રૂ. ૪ાા વ્યાજના લહેણા થાય છે તેમને ખાતે ઉધારી વ્યાજખાતે જમા કર્યા છે. ( જુઓ મ૦ ૮ મું.)

**બ** પટેલ નારણ રેવાભઇને ખાતે રૂ. ૧૩ાા વ્યાજ લહેણું થાય છે માટે તેમને ખાતે ઉધારી વ્યાજ ખાતે જમા લીધા છે.( જુઓ મ૦ ૮ મું. )

**ક** ગરાસીઆ જીવણજીના ખાતાના વ્યાજની રકમ રૂ ૧૧ાા~ાા થાય છે તેમાંથી છુટની રકમ રૂ. ૧ાા~ાા બાદ જતાં રૂ.૧૦) વ્યાજ માગીએ તે તેમના ખાતે ઉધારી વ્યાજ ખાતે જમા કર્યાં છે. (જુઓ ચૈત્ર શુદ ૫ નો મેળ. )

**૮૪ વ્યાજવહીની અંદર ખાતાદારનું વ્યાજ દેવું પડતું હોય તો તેમને ખાતે જમા લઈ વ્યાજ ખાતે ઉધારવું. જેમકે**

**અ** પરી. શામળભાઇના ખાતામાં રૂ. રાા ૧૦ાા દોકડા વ્યાજના દેવા થાય છે તે તેમને ખાતે જમા લઇ વ્યાજખાતે ઉધાર્યા છે.

**બ** ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ખાતે રૂ. ૭ )~ાાા વ્યાજના દેવા રહેછે માટે તેમને ખાતે તે જમા કર્યા છે અને વ્યાજખાતે ઉધાર્યા છે.

ઇત્યાદિ. ( જુઓ આસોવદ ૦)) નો જમાખરચી મેળ.)

**૮૫ જે ખાતાનું વ્યાજ ગણવામાં આવે તેનો જમાખરચ રોજમેળમાં નાખીએ નહિ તો વ્યાજવહી સાથે ખાતાવહીની બાકી મળે નહિ.** માટે વ્યાજ નક્કી થાય એટલે રોજમેળમાં તેનો જમાખરચ લેવાથી જેના તેના ખાતે એ રકમો દાખલ થઈ જાય છે, અને વ્યાજવહી સાથે ખાતાવહી મળે છે ( જુઓ બંને ચોપડામાં હરેક વ્યાજવાળું ખાતું. )

## વ્યાજુ ધંધાના દસ્તાવેજ.

આ ધંધામાં ખત લખાવી લેવાનું આવે છે. જેમકે અંગ ઉધાર ખત, અંગ ઉધાર જામીન ખત, સાન ગીરે ખત, કબજા ગીરો ખત.

### અંગ ઉધાર ખતનો નમુનો.

સંવત્ ૧૯૫૫ ના વરખે ચૈત્ર સુદ ૧૨ ને વાર સોમ તા. ૪ માહે મે સન ૧૮૯૯ ના દિને આદે અંગ શાહ ગોકળદાસ અંબાઈદાસ ગ્નાતે દશાલાડ વાણિયા વારતેવંગ વાસી શહેર સુરત મહિધરપુરાવાણિયા શેરીના પારસાત, જોગ લી. ગરાસીઆ જીવણજી દલજી ગ્નાતે પરમાર રજપૂત વાસી મોજે કરમાડ તાલકે ચોરાશી જીલ્લે સુરતના ગામના, હસ્તા ખેરાણુ દત્તવા, જત અમોએ તમારી પાસેથી રૂ.૫૧ ) અંકે એકાવન પૂરા રોકડા કલદાર સરકાર ચલણી લીધા છે તે દેવા. એનું વ્યાજ માસ એકે ટકા અર્ધા લેખે ચડે સહી. દીવાળી બાકી અધિક માસના વ્યાજ સાથે દેવા. દેશ પરદેશ દેવા. જ્યારે ધણી માગે ત્યારે દેવા. આ દસ્તાવેજમાં લખેલા રૂપિયા તથા એનું વ્યાજ અમો અમારી જાતથી તથા અમારી હરેક માલ મિલ્કતથી તથા અમારા વાલી વારસથી પૂરા કરી આપીએ. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી, અને બિન કેફ તન દુરસ્તીથી કરી આપ્યો છે. તે અમારે તથા અમારા વાલી વારસોને કબૂલ છે.

| અત્ર. મતુ. | અત્ર. સાખ. |
|---|---|
| ૧ ગરાસીઆ જીવણજી દલજીનું મતુ ઉપર લખ્યું તે સહી દા. શાહ દામોદર હીરાલાલ ધણીના કહેવાથી. | ૧ ગાંધી કોદર મોંજીલાલની સાખ ધણી બે હજુર. |
| | ૧ લી. શેઠ છગનલાલ જમનાદાસની સાખ ધણી બેહજુરખત લખ્યું છે. |

### મોંના પ્રશ્નો.

(૧) વટાવ અને વ્યાજની વ્યાખ્યા? (૨) તેમાં કઇ જાતની રકમોનો સમાસ થાય છે? (૩) વેપાર ન કરતા હોય એવા લોકો વટાવ પડે તે અને વ્યાજ ભરે તે શા-ખાતે ઉધારતા હશે? (૪) અ મુનસિફ છે તેમને રૂ ૨૨૫) પગાર મળે છે, બ વકીલ હોવાથી રૂ ૧૨૫) ફી લે છે, ક સ્ટેશન પર મારફતિયાનો ધંધો કરવામાં રોજ રૂ ૫) દલાલી લે છે તો તેઓ પોતાની પેદાશને કયા કયા ખાતે જમા લેશે? (૫) ઘરમાં વા-પરવાને સારૂ રૂ ૨) ના છુટા લીધા તેનો જમાખરચ શી રીતે પડે? (૬) વ્યાજની ર-

કમ ગણીને રોકડી લઈ લીધી હોય તો નામે ટપકાવવાની જરૂર શી ? (૭) સોનાનાં સાંકળા રૂ ૨૪૫ માં રાખ્યાં અને ૨૨૫ થી આપ્યાં તો તેનો જમાખરચ શી રીતે થાય? (૮) એજ રકમ ઉધારે વેચાણ થાય તો કેવી રીતે લખાય ? (૯) દીવાળી બાકી અને સાદા વ્યાજમાં ફેર શો ? (૧૦) વ્યાજ કયારે ગણાય. (૧૧) તેર માસનું વ્યાજ હોય ? (૧૨) વ્યાજ ગણવામાં કેટલી કૃતિ કરવી પડે. (૧૨) ઓખું એટલે શું ? વારોવારિયાની રીત સમજાવો ? (૧૩) વ્યાજમાં કસર કાપવાની રીતો કઈ છે. ? (૧૪) કસર કાપવી ન પડે એવું વ્યાજ કયું ? (૧૫) શા ઉપરથી વ્યાજ ગણાય અને ગણેલું વ્યાજ ખાતે શી રીતે ચડે ? ( ૧૬ ) વ્યાજની તારીજ શી રીતે દોરવી.

---

## મનોયત્ન ૭ મું વ્યાજુ ધંધો.

( ૧ ) ગઇ કાલના રૂ. ૭૫૭≈ છે.

( ૨ ) ત્રવાડી દલસુખરામ જેઠાભાઇના રૂ. ૫૧ ) જમા રાખ્યા, તેનુ વ્યાજ દરમાસે દરસેંકડે ચાર આના લેખે છે.

( ૩ ) દેસાઇ હરિભાઈ ભીમભાઇને રૂ. ૧૧૦ ) ધીર્યા, દુકાન કબજામાં રાખી, દુકાનનું ભાડું નહિ અને રૂપિયાનું વ્યાજ નહિ.

( ૪ ) નીચે લખેલી આસામીઓનું દેવું લહેણું પડે છે તેનો જમા ખરચ નાખેલો નથી; માટે રીતસર મેળમાં દાખલ કરો.

अ દેસાઇ નાથજી ભોગીલાલના રૂ. ૧૨૫ ) અને શાહ પૂનમચંદ મૂળજીના રૂ. ૫૧ ) દેવા પડે છે.

ब પટેલ નારણભાઇ રેવાભાઇ પાસે રૂ. ૨૨૫), અને પંડયા રણછોડ ગલુરામ પાસે રૂ. ૭૫ ) લહેણા નીકળે છે.

( ૫ ) કોઠારી હરજી કેવળના રૂ. ૧૫૧ ) જમાં માંડયા. તેમણે રૂ. ૧૦૦) સો રોકડા તથા રૂ. ૫૧) ના પૈસા દર ૬૬ લેખે ભર્યા. એ પૈસામાંથી રૂ. ૨૫ ) ના પૈસા ૬૪ ના ભાવે પરચુરણ આપ્યા.

( ૬ ) ધાંચી જીવાકાલુને રૂ. ૨૦ ) ધીર્યા રૂ. ૪ ) ચડાવાના ગણી ચોવીસું કાંધુ કર્યું. દરમાસે રૂ. ૨ ) બબ્બે ભરવાનો ઠરાવ છે.

( ૭ ) મહેતા મણીલાલ મૂળજીભાઈ રૂ. ૭ ) આપણી પાસેથી ઉછીતા લઇ ગયા, ગાંધી બાપુલાલ ગુલાબચંદ રૂ. ૧૦ ) અનામત મૂકીગયા.

( ૮ ) શેખ ડોસુ કાલુભાઇને રૂ.૧૦૦) ધીર્યા, તેમાં ખાતુ મંડામણી રૂ. ૧ )તથા હકસાઇનો રૂ. ০׀׀ અને કોથળી છોડામણનો રૂ. ০׀׀ મળી રૂ. ૨ ) કાપી લીધા. વ્યાજ રાખ દસ લેખે છે. ( જુઓ પોષ સુદ ૨ નો મેળ. )

## મનોયત્ન ૮ મું વ્યાજુ ધંધો.

( ૧ ) ગયા મેળમાં રૂ. ૭૭૬ ) ના વધ્યા હતા.

( ૨ ) પટેલ દેસાઇ કુબેરને રૂ. ૭૫ ) ધીર્યા. વ્યાજ રામ ૮ લેખે. ખાતુ મંડામણી તથા હકસાઇની સેંકડે ટકા બે લેખે કપાત કરી.

( ૩ ) દેસાઇ નાથજી ભોગીલાલના ખાતાનો હિસાબ જોતાં ૧૯૫૭ ના કાર્તંગ સુદ ૧ ની બાકી રૂ. ૧૨૫ ) છે. તેનું ૫૭ ના આસો વદ ૦)) સુધી વ્યાજ ગણો. વ્યાજ રામ ૮. વ્યાજની રકમ, તથા મુદલ પેટે રૂ. ૯૦ ) લઇ ગયા.

( ૪ ) પટેલ નારણભાઇ રેવાભાઇને ખાતે ૧૯૫૭ ના કાર્તંગ સુદ ૧ ના રૂ ૨૨૫ ) બાકી છે. તેનું દીવાળી બાકી વ્યાજ ગણો, અને તે પેટે રૂ ૧૦ ) આવેલા જમા કરો.

( ૫ ) પંડયા રણછોડ ગલુરામને ખાતે રૂ. ૪॥ વ્યાજના નીકળે છે. અને શાહ પૂનમચંદ મૂળજીના ખાતે રૂ. ૩ ) ૬ દોકડા વ્યાજના દેવા પડે છે તે ખાતે ચડાવો.

( ૬ ) દેસાઇ હરિભાઇ ભીમભાઇને રૂ. ૧૧૦ ) ધીરીને દુકાન કબજે રાખેલી હતી, તે આજે રૂ. ૩૫૧ ) માં વેચાણ રાખી. લહેણા રૂપીઆ કાપીને બાકીના રોકડા આપ્યા. ખત કરાવતાં રૂ. ૪ ) ખરચ લાગ્યો.

( ૭ ) મહેતા મણિલાલ મૂળજી રૂ. ૭ ) ઉછીતા લઇ ગયલા હતા તે આપી ગયા. તેમજ ગાંધી બાપુ ગુલાબચંદ રૂ. ૧૦ ) મૂકી ગયા હતા તે લઈ ગયા.

( ૮ ) ઘરના પટારામાંથી એક અંગઉધાર ખત નીકળ્યું. તે જોવાથી સમજાય છે કે રૂ. ૫૧) ગરાસીઆ જીવણજી દલજીને સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨ ને રોજ ધીરેલા છે તે હાલના નામાની અંદર આવ્યા નથી, માટે દાખલ કરો. ( જુઓ પોષ વદ ૭ નો મેળ. )

# વેપારીનો ધંધો.

## માલની ખરીદીનું નામું.

૮૬ **ધંધો કરવાને સારૂ માલ ખરીદતાં આપેલાં નાણાં ખરીદી ખાતે ઉધરે.** ( જે જાતનો માલ ખરીદ થાય તે માલની ખરીદી ખાતે ઉધરે. )

માલ મગાવતાં **ભાડું** પડે, **દલાલી** ચડે, **જકાત** બેસે કે બીજી ખરાજાત લાગે તે પણ **ખરીદી** ખાતે ઉધરે. કારણ એવા ખરચથી માલની કિંમત વધે છે જેમકે—

માહા સુદ ૫ મે બાજરી ૫૧ મણ દા. ૧)= ના ભાવે રાખીને રૂ. ૫૭=‌ આપ્યા, પછી માલ વખારે લેતાં રૂ. ૦। ૦। વૈતરાને આપ્યો. એટલે એકંદરે રૂ. ૫૭ા=ા ઉપડયા; તે બાજરી ખરીદી ખાતે ઉધાર્યા છે, અને પેટામાં તેની વિગત લખી છે. ( જુઓ નં० ૯ મું તથા મેળ. )

૮૭ **ઉધારે માલની ખરીદી હોય તો** જેમને ત્યાંથી તે લીધો તેમને ખાતે માલની કિંમત જમા **થઇ ખરીદી ખાતે ઉધરે** જેમકે—

ચોકસી લલ્લુભાઈ લક્ષ્મીદાસને ત્યાંથી સોનું તોલા ૩૦ દા. ૨૨ ના ભાવે લઇને નામે લખાવ્યું છે, અને ધર્માદાને કાંટે તોલામણમાં ०)=ા રોકડા આપ્યા છે, તેનો જમા ખરચ નીચે પ્રમાણે નાંખ્યો છે.

**અ** ચોકસી લલ્લુભાઇનું દેવું પડે માટે તેમને ખાતે માલની કિંમતના રૂ. ૬૬० ) જમા લીધા છે.

**બ** સોનાની કિમત રૂ. ૬૬० ) + તોલામણના ०)=ા = ૬૬० )=ા સોનું ખરીદવામાં ગયા; માટે હેમ ખરીદી ખાતે રૂ ૬૬० )=ા ઉધાર્યા છે.

( જુઓ નં० ૯ મું તથા મેળ. )

૮૮ **બાનું આપીને માલ સહી કર્યો હોય તો આપેલી રકમ લેનારને ખાતે ઉધરે,** અને માલ ભરી લઇએ ત્યારે જમા થાય.

જેમકે—પટેલ દેશાઇ કુબેર સાથે ઘીનો કબાલો કરી રૂપીયા ૩૫ બાનામાં આપ્યા છે, તે રકમ તેમને ખાતે ઉધારી છે. કેમકે હાલ તો તેમની પાસે લહેણું થાય છે. (જુઓ નં० ૧० ૧૧ મું તથા મેળ.) માલ જે તારીખે પતશે તે દહાડે ઉધરેલી રકમ તેમને ખાતે જમા થશે, અને માલની ખરીદી પેટે ખરચાશે તે ખરીદી ખાતે લખાશે.

**૮૯ લહેણામાં માલ ખંડયો હોય તે દેણદારને ખાતે જમા થઇ ઉપયોગ થાય તે ખાતે ઉધરે. એટલે વેપારના અર્થમાં હોય તો** ખરીદી ખાતે, અને ઘર ઉપયોગમાં હોય તો ખરચ ખાતે ઉધરે, પણ તુર્ત વેચાઇ જાય તો વધઘટ હોય તે વટાવ ખાતે જાય.

જેમકે પટેલ દેસાઇ કુબેરને ત્યાંથી લહેણામાં ડાંગર કળશી ૧ એક રૂ. ૩૨ માં, તથા બળદ બે રૂ. ૪૦ ) માં ખંડી લાવ્યા છીએ. તેની કિમતના રૂ. ૭૨ ) તેમને ખાતે જમા કર્યા છે; અને નીચેની વિગતે ઉપયોગ થયેલા ખાતે ઉધાર્યા છે.

**અ** બળદ ૧ એક્કાને જોડવા ઘરમાં રાખ્યો માટે તેની કિમતના રૂ. ૨૦ ) ખરચખાતે લખ્યા છે.

**બ** બાકી રહેલા બળદના રૂ. ૩૫ ) ઉપજ્યા છે, તથા ડાંગર રૂ. ૩૫ માં વેચી છે માટે ત્રણેની કિમત ( ૨૦+૩૫+૩૫= ) ૯૦ માંથી પડતર કિમત રૂ. ૭૨ ) બાદ કરતાં વધેલી રકમ વટાવ ખાતે જમા લીધી છે.

**૯૦ લોન કે શેરના વેપારમાં રોકેલી થાપણો** તેના ખરીદી ખાતે ઉધરે, અને તેનો વકરો આવે તે લોન શેરના વકરા ખાતે જમા થાય.

દરવર્ષે લોનના વેપારમાં વ્યાજ મળે છે, અને શેરના વેપારમાં નફો આવે છે માટે જે ફાયદો જડે તે વ્યાજ ખાતે જમા થાય.

**૯૧ ખરીદેલા માલની કિંમત પૂરેપૂરી ભરી શકાય નહિ. તો દેવી રહેલી રકમ માલ આપનાર ધણીને ખાતે જમા રહે અને ખરીદી ખાતે માલની કુલ કિંમત ઉધરે.** જેમકે

પરી. મોતીભાઇ શામળભાઇની દુકાનેથી નેનસુખના તાકા ૩૫ દા. રૂ. ૪ ) લેખે વેચાણ રાખ્યા છે અને રૂ. ૪૧ ) ભર્યા છે, તેનો જમાખરચ નીચેની રીતે લીધો છે.

**અ** માલની ખરીદી પેટે રૂ. ૧૯ ) દેવા રહે છે તે પરી. મોતીલાલ શામળભાઇને ખાતે જમા લીધા છે.

**બ** માલની કિંમત રૂ. ૬૦ ) આપી તેથી કાપડ ખરીદી ખાતે રૂ. ૬૦ ) પૂરા ઉધાર્યા છે. ( જુઓ મ૦ ૯ મું તથા મેળ. )

## માલના વેચાણનું નામું.

**૯૨ માલ વેચતાં જે કિમત ઉપજે તે વકરા ખાતે જમા થાય. ( જે જાતનો માલ વેચાયો હોય તે જાતના વકરા ખાતે.)**

બાજરી મણ ૧૫ દા. ૧।।— લેખે વેચાણ આપી છે તેની કિમત બાજરી વકરાખાતે જમા કરી છે. ( જુઓ મ૦ ૯ મું તથા મેળ. )

ઉધારથી માલનું વેચાણ હોય તો તેની કિમત વકરાખાતે જમા થઇને લઇ જનારને ખાતે ઉધરે.

બાજરી મણ ૧૦ દા. ૧।।— થી શાહ હીરાચંદ ઝવેર લઇ ગયાછે, આ વેપારમાં માલ પાસે લહેણું હતું તે અદા થઈ શાહ હીરાચંદને ખાતે બાકી રહ્યું; માટે બાજરીના વકરા ખાતે રૂ. ૧૫।।— જમા કર્યા છે અને શાહ હીરાચંદને ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૯ મું તથા મેળ.)

**૯૩ માલનો ખરીદનાર પૂરેપૂરી રકમ ભરે નહિ તો તેમને ખાતે લહેણી રકમ ઉધરે, અને વકરા ખાતે માલની કુલ કિમત જમા થાય.**

ધારોકે પરી. લલ્લુભાઇ નંદલાલ ધઉ મણ ૨ બે દા. ૨।। ના ભાવે લઇ જાય છે અને ને પેટે રૂ. ૨ ) ભરે છે; તો બાકી રહેલા રૂ. ૩ ) તેમને ખાતે ઉધરે અને રૂ. ૫ ) પૂરા વકરા ખાતે જમા થાય.

**૯૪ માલનો ખરીદનાર હુવાલો આપે તો હવાલો મંજુર રાખનાર આસામીને ખાતે માલની કિંમત ઉધરે અને વકરાખાતે જમા થાય.**

જેમકે—બાજરી મણ ૫ દા. ૧।।— ના ભાવે ચુનારાને આપી છે, તેની કિંમતના રૂ. ૭।।— માગીએ. આ અવેજના બદલામાં તે પોતે રૂ. ૬ ) ભરે છે. અને બાકીની રકમ પટેલ દેસાઇ કુબેરને કબુલાવે છે. આ વ્યવહારથી ચુનારાને બદલે પટેલ દેસાઈ કુબેર પાસે લહેણું થાય છે, માટે લહેણી રકમ તેમને ખાતે ઉધારી છે, અને વેચાણ કિંમત વકરા ખાતે જમા લીધી છે. ( જુઓ મ. ૯ મું તથા મેળ. )

**૯૫ દુકાનમાંથી ઘર ખરચને સારૂ માલ વાપરીએ તેની કિંમત ઘરખરચ ખાતે ઉધરે અને વકરા ખાતે જમા થાય.**

જેમકે દુકાનમાંથી બે મણ રૂ દા. ૫ના ભાવે ગાદી તકિયા ભરવામાં વાપર્યું છે. આ કૃતિમાં માલનો વકરો કરીએ છીએ, અને ઘરખરચને સારૂ ખરીદીએ છીએ. માટે વકરા ખાતે રૂ. ૧૦।। જમા લીધા છે, અને ઘરખરચ ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ૦ ૧૦ મું તથા મેળ. )

**૫૬ માલના વેચાણ ઉપર વળતર, વટાવ, કમિશન કે દલાલી અપાઇ હોય તો તે કપાતાં ખરૂ ઉપજે તેજ વકરા ખાતે જમા લેવાય.**

જેમકે બાજરી મણ ૧૫ દા. ૧।।। ના ભાવથી વેચાણ થઇ; પણ તેમાં દર મણે એક આનો દલાલી આપી છે, તેથી દલાલીનો આનો કપાત થતાં રૂ. ૧।।≈ લેખે ખરૂં ઉપજ્યું કહેવાય; માટે વકરા ખાતે રૂ. ૨૫।~ જમા કર્યા છે. (જુઓ મ. ૧૦ મું તથા મેળ.)

**૫૭. માલને બદલે માલ રાખીએ, તો આપેલા માલની કિમત વકરા ખાતે જમા થાય; અને ખરીદેલા માલની કિમત ઉપયોગ કરેલા ખાતે કલમ ૮૯ પ્રમાણે ઉધરે.**

**અ** ૫રી. દેવજી કાશીદાસને રૂ મણ ૧૦ દા. ૫।≈ના ભાવે આપ્યું છે, ને ઘી ખરીદ કર્યું છે. રૂની કિંમત વકરા ખાતે જમા માંડી, અને ઘી અમદાવાદ પટેલ મોતીભાઇને મોકલ્યું છે, માટે તેમના ખાતે ઉધાર્યું છે.

**બ** બાજરી મણ ૬ દા. ૧।~ ના ભાવે આપીને ગાય એક ખરીદ કરી છે. તેનો ઉપયોગ ઘરમાં થશે; માટે બાજરીની કિંમત વકારા ખાતે જમા લીધી છે અને ગાયની કિંમત ખરચ ખાતે ઉધારી છે.

(જુઓ મ. ૯ મું તથા મેળ.)

**ક** ધારો કે દુકાનમાંથી ૪ મણ સાકર દા. ૫। ના ભાવે વેચાણ આપી તેના મોં બદલામાં ૨।। મણ ૫ શેર કોપરાં લીધાં. એ માલનું ગ્રાહક તુર્ત મળ્યું, માટે મણે બે આના નફો ખાઇને વેચ્યાં, તેનો જમા ખરચ નીચે પ્રમાણે લખાશે.

(।) સાકર વકરા ખાતે રૂ૨૧) જમા થશે.

(।।) કોપરાં ૨।। મણ ૫ શેર છે. તે બે આના લેખે નફાથી એટલે રૂ૦।~। નફો ખાઇને વેચાણ આપ્યાં છે માટે રૂ૦।~। વટાવ ખાતેજમા થશે.

**૫૮ દેવા પેટે આપેલા માલની કિમત લહેણુદારને ખાતે ઉધરે અને વકરા ખાતે જમા થાય.**

જેમકે દેસાઇ નાથજી ભોગીલાલનું દેવું છે. તેઓ બે તોલા સોનું દા. ૨૭।। થી અને રૂ મણ ૩।। દા. ૬।≈ ના ભાવે લઈ ગયા છે, અને પોતાના લહેણામાં જમા કરે છે. તેથી એ માલની કિમત વકરા ખાતે જમા લીધી છે અને દેસાઇ નાથજીને ખાતે ઉધારી છે.

(જુઓ મ. ૧૧ મું તથા મેળ.)

## આડત બાંધી વેપાર કરવો.

**૯૯. માલ મોકલીએ તે વેચી આપે, અને મંગાવીએ તે ચડાવે, તેને આડતિયો કહે છે. અને તે ટાંપા બદલ જે રકમ લે છે, તેને આડત, દલાલી કે કમિશન કહે છે.**

અમદાવાદથી પટેલ મોતીલાલ સામળભાઇએ ૫૦ મણ રૂ. દા.૪ાા≈ ના ભાવે ખરીદીને ચડાવ્યુ છે. ભરતિઉં જોતાં માલની ખરીદી પેટે સેંકડે ૪ાા ટકા વળતર મળ્યું છે તેના રૂ. ૮)ના બાદ આપેલા છે અને મારફતના સેંકડે ૦ાા ટકા લેખે રૂ.૧ ) ના ચડાવી કુલ રકમ રૂ.૨૨૪ા– નક્કી ગણ્યાંવાને ખાતે જમા લેવા લખ્યું છે.

આ માલ ઉપર રેલ્વે નુરના રૂ. ૩)≋ અને ગાડી ભાડાનો રૂ૦ાા પોતાની જાતે ખરચ કરેલો છે. માટે એ બધી રકમનો જમા ખરચ નીચે પ્રમાણે નાખેલો છે.

**અ** આડતિયા મોતીલાલને ખાતે આડત સહિત માલની કિંમત રૂ.૨૨૪ા– જમા લીધી છે. ( જુઓ મેળમાં વિગત. )

**બ** ૫૦ મણ રૂની કિંમતનાં રૂ. ૨૨૪ા– રેલવે નુરના રૂ. ૩)≋ અને ગાડા ભાડાનો રૂ. ૦ાા, રૂની ખરીદી ખાતે ઉધાર્યો છે.

( જુઓ ગ. ૧૦ મું તથા મેળ. )

**૧૦૦ આડતિયાને ત્યાંથી નાણાં આવે તે તેમને ખાતે જમા થાય, અને મોકલીએ તે તેમને ખાતે લખાય–ઉધરે.**

જેમકે. અમદાવાદથી પટેલ મોતીલાલ સામળભાઇએ રૂ.૧૩૮) મોકલીને ઘી મંગાવ્યું છે. તેથી તેમને ખાતે એ રકમ જમા કરી છે. અને ઘી ચડેથી માલની કિંમત બેઠી તે ઉધારી છે. ( જુઓ મ. ૯, ૧૦ અને મેળ. )

**૧૦૧ આડતિયો માલ મગાવે તે દુકાનથી, કે બજારમાંથી રોકડેથી ખરીદીને અગર ઉધારે લાવીને મોકલી શકીએ; માટે તેના જમા ખરચ નીચેની રીતે થાય.**

**અ** દુકાનમાંથી મોકલ્યો હોય તો વકરા ખાતે જમા થઇ આડતિયાને ખાતે ઉધરે. ( કેમકે ઉધારે વેચાણ થવા જેવું થાય છે. )

**બ** બજારમાંથી રોકડેથી ખરીદી કરી હોય તો માલને પેટે આપેલી રકમ તથા ખરાજાત પડે તે સહિત આડતિયાને નામે ઉધરે.

ક ઉધારે ખરીદી હોય તો જેમને ત્યાંથી માલ લીધો હોય તેમને ખાતે જમા થઇ આડતિયાને ખાતે ઉધરે.

## માલ પાછો ફરે તેનો જમા ખરચ.

૧૦૨ **વેચાણ આપેલો માલ નામે લખાતાં પહેલાં પાછો ફરે તો તેનો જમા ખરચ નાખવાની જરૂર નહિ.** માલ પાછો લઇ લીધેલાં નાણાં પાછાં આપવાં એટલે દેવું લહેણું રહે નહિ.

૧૦૩ **ઉધારે આપેલો માલ પાછો ફર્યો હોય તો નામે માંડવાનું હોય નહિ.** જેમકે—

સોનું તોલો ૧) એક દા. ૨૩ થી શાહ પૂનચંદ મુળજીને આપેલું હતું. તે સાંજે પાછું આવ્યું. માટે જમા ખરચમાં લીધું નથી. કેમકે ઉધારે આપેલો માલ પાછો ફર્યો એટલે તે પેટે લહેણું રહેતું નથી.

૧૦૪ **વેચેલો માલ વકરા ખાતે જમા થયા પછી પાછો આવે તો તેની કિંમત ખરીદી ખાતે ઉધારીને પાછી આપવી.**

**જો તે ઉધારે આપેલો હોય તો ઉધરેલા ખાતે જમા લઇને ખરીદી ખાતે ઉધારવો.**

જેમકે ઉપરના દાખલામાં પૂનમચંદ મુળજીને સોનું તોલો ૧ એક રૂ.૨૩) ના ભાવે આપ્યું છે તે આગલે દિવસે આપ્યું હોત તો વકરા ખાતે જમા આવત, અને બીજે દિવસે પાછું ફર્યું હોત તો ખરીદી ખાતે ઉધારીને નાણાંની રકમ રૂ.૨૩) આપી દેત.

જો એજ ઇસમને રૂ. ૨૩ ) નો માલ ઉધારે આપ્યો હોત તો માલના વકરા ખાતે જમા થઇ, શાહ પૂનમચંદને ખાતે રૂ.૨૩) ઉધરત. અને તે પાછું ફરત એટલે ઉધારેલી રકમ રૂ.૨૩ ) તેમને ખાતે જમા લઇ ખરીદી ખાતે ઉધરત.

૧૦૫ **હરેક વેપારમાં કેટલો નફો તોટો છે તે સહેલથી સમ**જવું હોય તો જાતવાર માલનાં ખાતાં રાખવાં જોઇએ, જેમકે બાજરી ખરીદી વકરા ખાતું, હેમ ખરીદી વકરા ખાતું. ઇ૦

૧૦૬ રોજમેળમાં માલની ખરીદી હોય તે ખરીદી ખાતે ઉધરે છે, અને વકરો કરતાં ઉપજે તે વકરા ખાતે જમા મંડાય છે. આ બંને પ્રકાર એકજ વસ્તુ ઉપર થાય છે. માટે **ખાતાવહીની અંદર ખરીદી વકરા ખાતું એકજ મથાળામાં આવે છે,** ને તેની અંદર ઉધાર

બાજૂએ ખરીદીનો આંકડો અને જમા બાજૂ ઉપર વકરા ખાતાનો આં-
કડો દાખલ કરવામાં આવે છે. ( જુઓ ખાતાવહીમાં ખરીદી વકરાખાતાં.)

**૧૦૭ હરકોઈ વેપારમાં નફો તોટો સમજવો હોય તો નીચે પ્રમાણે તપાસ કરવી.**

**अ** સિલક માલ હોય તેની પડતર ભાવે કિંમત ગણો, અને વકરા ખાતે જમા લીધેલી રકમની માંહે ઉમેરો.

**ब** પછી ખરીદી ખાતે ઉધરેલી રકમ બાદ કરો.

**क** બાદ કરતાં જેટલું વધે તેટલો નફો, અને ઘટતું હોય તેટલી ખોટ છે. એમ સમજવું.



## વેપારીના ધંધાના પત્રો.

### ભરતિઉં.

સ્વસ્તિ શ્રી સુરત માહાશુભસ્થાને શાહ શ્રી ૫. શેઠ મોતીલાલ ગોકળદાસ જોગ શ્રી અમદાવાદથી લી. પટેલ મોતીલાલ શામળભાઇના જે ગોપાળ વાંચજો. જત નીચે પ્રમાણે માલ ખરીદીને ચડાવ્યો છે.

૨૩૧। રૂ. મણ ૫૦ દા. ૪॥= લેખે ગાંસડી ૫ પાંચ.

૨૩૧।

૭—

૮ )॥ વળતરના સેંકડે ટકા ૩॥

૨૨૩ )=॥

૧ )=॥ આડતના દા. ૦॥ ટકા લેખે.

૨૨૪।- નક્કી.

એ પ્રમાણે અગારે ખાતે જમા કરીને જવાબ લખજો. માલની રસીદ બીડી છે, તે પ્રમાણે તુર ભરી માલ મગાવી લેજો. સં, ૧૯૫૮ ના ફાગણ સુદ ૧ ને વાર સોમ.



## મોંના પ્રશ્નો.

૧ ખરીદ, વકરાની વ્યાખ્યા ? ૨ ખરીદખાતે શું શું ઉધરે ? ૩ માલ ખરીદતાં થોડી રકમ ભરી અને બાકીને માટે કબૂલાત આપી છે તો શી રીતે લખાય ? ૪ માલનો મોં બદલો થાય તેનું નામું કેમ લખશો ? ૫ લહેણામાં આવેલા માલનું જમાખરચ કેમ થાય ? ૬ અ માલ લઈ જાય છે અને નાણું બ ને કબુલાવે છે. ૭ બ નો દેવદાર અ છે તેના ઉપર તગાદો કરવાથી બ ને કાનની કડી રૂ ૨૫) માં આપી; બ એ તે દીકરાને પહેરવા ઘરમાં રાખી તો એ દરેકને ત્યાં શી રીતે નામું લખાશે ? ૮ દુકાનમાંથી રૂ ૧) નો ગોળ ખાવાને લઈ ગયા. ૯ રૂ ૨૫) ની પાઘડી અ વેચી આપ્યો તેમાં તેને રૂ. ૦| દલાલી આપી છે. ૧૦ વેચેલો માલ પાછો આવે તો શું કરશો ? ૧૧ આડતિયાને નામે દુકાનમાંથી અને બીજા વેપારીને ત્યાંથી માલ મોકલીએ તો નામું કેમ લખવું ? ૧૨ ગમે તે વખતે માલનો નફો જાણવાની રીત શી ?



## મનોયત્ન ૯ મું. વેપારીનો ધંધો.

( ૧ ) ગયા રોજના રૂ. ૩૬૭ ) ૦|| છે.

( ૨ ) વેપારને સારૂ બાજરી મણ ૫૧ દા. રૂ. ૧ )= ના ભાવે ખરીદી કરી. માલ વખારે લાવતાં મણે એક પાઈ ખરાજાત આવી.

( ૩ ) બાજરી મણ ૧૫ દા, ૧||~ રોકડેથી વેચી.

( ૪ ) જુની પાઘડીનો તોરો વેચાણ આપ્યો તેના રૂ. ૩ ) ઘાંચી જીવા કાલુ પાસે રહ્યા.

( ૫ ) બાજરી મણ ૧૦ દા. ૧||~ પ્રમાણે શાહ હીરાચંદ ઝવેરને ઘેર મોકલી.

( ૬ ) બાજરી મણ ૬ દા. ૧||~ પગી જતુજી હમીરજીને આપીને ગાય ખંડી, તે ઘરને સારૂ રહેવા દીધી.

( ૭ ) બાજરીમણ ૫ દા. ૧||~ ચુનારા રામાને આપી, તેમાં તેણે રૂ. ૬ ) ભર્યા, અને બાકીની રકમ પટેલ દેસાઇ કુબેરને ખાતે રહી.

( ૮ ) સોનું તોલા ૩૦ દા. ૨૨ ના ભાવે ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ત્યાંથી ઉધારે લાવ્યા. ધર્માદાના કાંટે સોનાનો તોલ કરાવતાં રૂ. ૦)=|| ખરચ થયા.

( ૯ ) અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇએ ગુમાસ્તા ગોપાળદાસ સાથે રૂ. ૧૭૮) મોકલ્યા છે તેનું ઘી ખરીદ કરી ચડાવવાનું છે.

( ૧૦ ) સોનું તોલો ૧ ) એક રૂ. ૨૩ ) થી શાહ પૂનમચંદ મૂળજીને ઉધારે આપેલું તે પાછું આવ્યું. ( જમાખરચ પડે કે નહિ તે સમજાવો. ) ( જુઓ માહા સુદ ૫ નો મેળ. )



## મનોયત્ન ૧૦ મું વેપારીનો ધંધો.

( ૧ ) કોથળીમાં રૂ. ૪૭૬ાાાાા છે.

( ૨ ) અમદાવાદથી પટેલ મોતીલાલ શામળભાઈએ રૂની ગાંસડીઓ પાંચ, ૫૦ મણની ચડાવી. દા. ૪ાા⌐ લેખે ખરીદ છે, તેમાં સેંકડે ૩ાા ટકા પ્રમાણે વળતર મળ્યું છે. તે કપાત થયું છે અને સેંકડે ૦ાા ટકા લેખે આડત ચઢાવીછે. (જુઓ ભરતીઉં.) રેલ્વેનુરમાં રૂ. ૩)≈ તથા ગાડીભાડામાં રૂ. ૦ાા આપણે આપ્યો.

( ૩ ) બાજરી મણ ૧૫ દા. ૧ાા લેખે દલાલ દોલતરામ મારફત વેચી. રૂ મણ ૧૦ દ. ૨ પા ના ભાવે દલાલ કાદર મારફત આપ્યું. બંને દલાલે મણે એકેક આનો દલાલી ખાઇને માલની કિંમત ભરી છે.

( ૪ ) દેસાઈ નાથજી ભોગીલાલને દેવા પેટે નીચે પ્રમાણે આપ્યું.

રોકડા રૂ. ૧૦ ), સોનું તોલા બે દા. ૨૩ાા, રૂ મણ ૩ાા દા. પા⌐ અને ઘરમાં દુઝણી ગાય હતી તે રૂ. ૯ ) માં આપી.

( ૫ ) દુકાનમાંથી બે મણ રૂ ગાદી ભરાવવામાં વાપર્યું. તેનો ભાવ રૂ. પા ગણવો. ખારવાં બે દર રૂ. ૧ ) લેખે શાહ હીરાચંદ ઝવેરને ત્યાંથી લહેણામાં લાવ્યા. રૂ પીંજામણના ૦ાાા⌐ રોકડા આપ્યા.

( ૬ ) પરી. દેવજીભાઇ કાશીદાસને રૂ મણ ૧૦ દસ દા. પા⌐ લેખે આપીને ઘી મણ ૧૩ દા. ૧૦ાા થી ખંડ્યું. અને તત્કાળ અમદવાદના પટેલ મોતીલાલ શામળભાઇ ઉપર ચડાવ્યું.

( ૭ ) ભટ ભોળાનાથ ઉત્તમરામને રૂ. ૩ ) ઉછીતા આપ્યા છે તે શ્રી જણુસેમાં ઉપર ટપકે કાઢો.

( ૮ ) ગાંધી અમૃતલાલ વખતચંદ સોનું તોલો ૧ એક દા. ૨૩ાા ના ભાવે રોકડેથી લઇ ગયા હતા. તે સાંજે પાછું આવવાથી લીધેલી રકમ પરત આપી ( જમા ખરચ ન પડતો હોય તો કારણ સમજાવો. )

( ૯ ) પટેલ દેસાઈ કુબેર તરફથી નીચે પ્રમાણે લહેણું પત્યું. રોકડા રૂ. ૧૩), કમોદ કળશી ૧ એક રૂ ૩૨ ની, બળદ બે રૂ. ૪૦) ના. તેમાંથી એક બળદ એક્કાને સારૂ રાખી, બીજો રૂ. ૩૫) માં વેચ્યો, અને ડાંગર કળશી રૂ. ૭૫ ) થી ઝવેરી શામળ જમનાદાસને આપી, તેની કિમતના રૂપિયા ચોકસી લલુભાઈ લખમીદાસને ત્યાં કમુલાવ્યા.

( જુઓ ફાગણ સુદ ૩ નો મેળ. )

---

## ચિઠીપત્રી કે હુંડી વિષે.

૧૦૮ વેપારી લોકમાં કામકાજને લગતા જે પત્રો છે તેમાં નાણાંની લેવડ દેવડ સંબંધે ચાર જાતના પત્રો લખાય છે.

( ૧ ) રૂકકો ( ૨ ) ચિઠી. ( ૩ ) ભલામણ. ( ૪ ) હુંડી.

## રૂક્કા વિષે.

પોતાના ગામની અંદર ખાતાદાર ઉપર નાણાં લેવા દેવા બાબતમાં રૂકકો લખાય છે. નોકર ચાકર મારફતે કામ લેનારા તેનો ઉપયોગ બહુ કરે છે.

વેપારીઓ ન ચાલે રૂકકો લખે છે. કારણ ખાતાદારને જે રકમ જોઈતી હોય ને પોતાને ત્યાંથી પૂરી પાડે છે, ખુટતી હોય તો બીજાને ત્યાંથી જાતે લાવીને આપે છે, પરંતુ જાતે જઈ શકે એવી નવરાશ નહોય, અને ખાતાદારને ખાસ જરૂર હોય તો યોગ્ય વેપારી ઉપર રૂકકો લખે છે.

## રૂક્કાનો નમૂનો.

શેઠ. મોતીલાલ ગોકળદાસ.

જત અમારા ચાકર ભીમાને રૂ. ૧૫ ) પંદર પૂરા આપજો. અને અમારે ખાતે ઉધારજો. સં. ૧૯૫૮ ના વૈશાખ સુદ ૩ ને વાર શનિ.

દેશાઈ નાથજી ભોગીલાલ.

## તેનો જમા ખરચ.

દેસાઈએ શેઠ ઉપર રૂકકો લખી જેટલાં નાણાં મંગાવ્યાં છે. તેટલાં મોતીલાલ શેઠે ચાકરને આપ્યાં. માટે શેઠ દેસાઈને ખાતે ઉધારશે, અને દેસાઈ મોતીલાલને ખાતે જમા કરશે. પેટામાં રૂક્કાની વિગત લખશે.



## ચિઠીનો નમૂનો.

### શ્રી.

સ્વસ્તિશ્રી મુંબાઈ બંદરે માહાસુભસ્થાને મોદી રામદાસ કાશીદાસ જોગ શ્રી ડાકોરજીથી લી. પરી. મોહનલાલ પિતાંબરદાસના જેગોપાળ વાંચજો. જત અમારીવતી ચિરંજીવ ભોગીલાલને રૂ. ૫૦ ) પચાસ કલદાર આપજો, અને અમારે ખાતે ઉધારજો સં. ૧૯૫૮ ના માગશર સુદ ૭ ને વાર બુધ દા, પોતે.

ખાસ અંગનુ માણસ બહાર ગામ જાય ત્યારે આવી જાતની ચિઠી લખવામાં આવે છે.

### તેનો જમા ખરચ.

ચિઠી લખનારને ખાતે આપેલી રકમ ઉધરેને પેટામાં તેની વિગત આવે.

રામદાસ મોદી ચિઠી શીકારી નાણું આપશે, ત્યારે મોહનલાલ પારેખને ખાતે ઉધારશે, અને મોહન પારેખ રામદાસ મોદીના દેવા થયા માની તેમને નામે જમા કરશે.



## ૨ ભલામણનો નમૂનો.

સ્વસ્તિશ્રી સુરત બંદરે માહાસુભસ્થાને પરી. હરીકીસનદાસ નારણદાસ જોગ શ્રી ભાવનગરથી લી. શાહ કેશવલાલ દુવારકાંદાસના જેગોપાળ વાંચજો. જત અત્રેથી વહોરા નુરભાઇ જમાલભાઇ તમારી તરફ આવેલા છે, તેમને ખપ પડે તો રૂ ૫૧ ) અંકે એકાવન સુધી આપજો, ને અમારે ખાતે ઉધારજો. પછી તેની પહોંચ અમારા ઉપર લખાવીને બીડજો. તેની બંધી આ ભલામણ લખ્યા તારીખથી દિન ૧૫ પંદરની અંદર લેવા આવે તો આપજો. મુદત વિત્યાબાદ આવે તો અમારો જવાબ મંગાવીને આપજો. કામકાજ લખજો. સં. ૧૯૫૬ ના જેઠ સુદ ૮ ને વાર ભોમ. દા. ગુમાસ્તા મગનલાલ જમનાદાસના જેગોપાળ વાંચજો.

—*—

## તે ( ભલામણ )ની પહોંચ.

### શ્રી. ૧ા

સ્વસ્તિ શ્રી ભાવનગર માહાસુભસ્થાને શેઠ કેશવલાલ દુવારકાંદાસ જોગ શ્રી સુરતથી લી. વહોરા નુરભાઇ જમાલભાઇની સલામ વાંચજો. જત તમોએ ભલામણ ૧ એક રૂ. ૫૧ ) એકાવન પૂરાની અત્રેના પરી. હરકીસનદાસ નારણદાસ ઉપર અમારા જોગ સં. ૧૯૫૬ ના જેઠ સુદ ૮ ની મીતિએ લખી આપી હતી, તે ભલામણ પ્રમાણે અત્રેના પરી. હરકીસનદાસને ત્યાંથી રૂ. ૫૧ ) એકાવન રોકડા લીધા છે, અને તેની આ પહોંચ લખી આપી છે, તો અમારે ખાતે ઉધારીને તે ધણીને મજરે આપજો. સં. ૧૮૫૬ ના જેઠ સુદ ૧૧ ને વાર ગુરૂ. દા. વહોરા નુરભાઇ જમાલભાઇ સહી. દા. પોતે.

૧૦૯ બહુ નીકટનો સંબંધ ધરાવતો હોય એવા ખાતાદારને ભલામણ આપી શકાય છે. તેનો અમલ બાંધેલી મુદત સુધી ચાલે છે. તે જે તારીખે શીકરાય તે તારીખે ખાતે ચડે છે. ઉપયોગમાં ન આવી હોય તો લખનારને પાછી અપાય છે.

ભલામણથી નાણાં લીધાં હોય તો તેની પાવતી આપવી પડે છે. એ પાવતી ભલામણ લખનારના નામ ઉપર કાગળરૂપે લખાય છે. ( જુઓ નમૂનો ) અને ભલામણ શીકારનારને સ્વાધીન કરવી પડે છે. પછી શીકારનાર તેનો દાખલો રાખીને ભલામણ લખનાર ઉપર બીડે છે. એટલે તે પોતાના મેળમાં ભલામણનો જમાખરચ નાખે છે.

—(૦)—

## હુંડી વિષે.

૧૧૦ વેપારી લોકને કામકાજને લગતા જે પત્રો છે તેમાં વધારે અગત્યનો અને જોખમકારી પત્ર હુંડી છે. તેના બે પ્રકાર છે.

(૧) **શાહજોગી.** (૨) **નામજોગી.**

૧૧૧ જે હુંડીની અંદર 'હુંડીના રૂપિયા શાહજોગ' અથવા શાહ વેપારી જોગ આપજો । એવું લખેલું હોય તેને **શાહજોગી હુંડી** કહે છે. એ હુંડીનાં નાણાં ગમે તે શખ્સ ખોળાધરી આપીને લઇ શકે છે.

ખોળાધર—જામીન અથવા હુંડીનાં નાણાં લેનારની તરફથી ખાત્રી આપનાર શખ્સ. બહુધા શીકારનારના ગામનોજ ખોળાધર હોવો જોઇએ.

૧૧૨ નામ જોગી હુંડીઓ હાલમાં લખાતી બંધ પડી છે. કેમકે તેની અંદર નાણાં લેનાર આસામીનું ચોકસ નામ આપવું પડતું; અને તેનો ચહેરો ઓળખાય એવી કેટલીક નિશાનીઓ શીકારનાર તરફ અલાહેદા પત્રથી મોકલી આપવાની જરૂર રહેતી. તેમ છતાં નાણાં લેનાર વિષે જોઇએ તેવી ખાત્રી નહિ થતી; માટે નામજોગી હુંડી બંધ થઈ છે. હાલના મનીઓરડરો છે તે નામજોગી હુંડી રૂપેજ છે.

૧૧૩ **હુંડીની અંદર ત્રણ જણનો સંબંધ થાય છે તેથી તેમને** જુદા જુદા નામથી ઓળખવા પડે છે.

**अ** જેમના ઉપર હુંડી લખી હોય તે હુંડીનો **શીકારનાર** કહેવાય.

**ब** નાણાં ભરીને હુંડી કરાવે તે **હુંડીનો લેનાર એટલે રાખ્યાવાળા** કહેવાય.

**क** નાણાં રાખીને હુંડી લખી આપે તે **તેનો લખનાર** કહેવાય.

૧૧૪ **હુંડી નીચેના ક્રમે લખાય છે.**

(૧) શીકારનારનું નામ—જેમને હુંડી લખવાની તેમનું નામ અને ગામ.

(૨) હુંડી લખનારનું નામ અને ગામ.

(૩) હુંડી કરાવનારનું-એટલે રાખ્યાવાળાનું નામ, તથા રકમ, તેના અંક.

(૪) હુંડીની મુદત—વગેરે હકીકત.

(૫) સૂચના—ખાત્રી કરવા બાબતની.

(૬) શીકારવા બદલ નિશાની—હુંડીનાં નાંણાં ઉધારવાની નિશાની.

(૭) રીતિ—લખ્યા તારીખ દસ્કત લખનારનું નામ.

**પેટી**—રૂપિયાનો આંક માંડવાનું ચોકઠું. **મથાળુ**—ખુદ શેઠના હાથ દસ્કતવડે હુંડીને માથે શ્રીની ઉપર શેરો મારવો તે.

## હુંડીનો નમુનો.

| | |
|---|---|
| | લી. પટેલ મોતીલાલ સામળભાઇ જત આ હુંડી પટેલ |
| વેચાણનો શેરો. | ઝવેરભાઇ મથુરભાઇ જોગ વેચી છે. |

---

| | |
|---|---|
| હુંડી લખનારના હાથ | લી. ઝવેરી શામળભાઈ જમનાદાસ જત આ |
| દસ્કતનો શેરો. | હુંડી શીકારી નાણાં આપજો. દા. પોતે. |

શ્રી ૧.

| | |
|---|---|
| | સ્વસ્તિશ્રી મુંબાઈ બંદરે માહાશુભસ્થાને શાહ શ્રી ૫.૫રી. શા- |
| શીકારનારનું નામ. | મળભાઇ નથુભાઇ જોગ. |
| હુંડી લખનાર. | શ્રી વડોદરેથી લી. ઝવેરી શામળભાઈ જમનાદાસના |
| | જે ગોપાલ વાંચજો. જત અત્રેથી રાખ્યા |
| રાખ્યાવાળાનું નામ. | પટેલ મોતીલાલ શામળભાઇ પાસેથી રૂ ૧૫૧) અંકે |
| રકમ | એકસો એકાવન પૂરા લીધા છે. તેની મુદત હુંડી પ- |
| મુદત, | હોચ્યા પછી તુર્તની નામે શાહ વેપારી જોગ, રૂપીઆ |
| ખાત્રીની સૂચના. | હુંડીની રીતના ગર્થ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો. |
| નિશાની. | નિશાની એ જે અમારીવતીને ખાતે ઉધારજો. |
| મિતિ. | સંવત્ ૧૯૪૮ ના ભાદરવા સુદ ૪ ને વાર બુધે. દા. |
| | ગુમારતા મનસુખ અમૃતલાલના જેગોપાળ વાંચજો. |

---

આ નમુનામાં હુંડી લખવાની, વેચાણ આપવાની અને ભરપાઈ કરવાની રીત બતાવી છે. બંગાળા તરફ વેચનાર ફક્ત સહી કરી આપે છે. ગુજરાતમાં શેરો કર્યા વગર વેચી શકાય છે.

૧૫૧

નીમે રૂપીઆ સાડી પંચોતરથી નીમે રૂપીઆ પોણી અડત્રીસથી ચોગણા એકસો એકાવન પૂરા કરી આપજો.

બરપાઈ. લો. ફલાણા ફલાણા જત રૂ ૧૫૧ ) એકસો એકાવન ભરી પૂરી પામ્યો છું દા. પોતે

સરનામું. પરી. શામળદાસ નથ્થુભાઇ.
ઠે. કાળબાદેવીના નાકા ઉપર—મુંબાઇ,

## હુંડીની સામાન્ય મુદતો.

**તુર્ત મુદતની**—હુંડી દેખાડતાંજ નાણાં મળે.

**દિન ૨ વળતાના**—હુંડી દેખાડયા પછી બીજે દિવસે નાણાં મળે.

**મુદતચાર ભોમની**—હુંડી દેખાડયા પછી ચોથે દિવસે નાણાં મળે.

**મુદત દિન ચચ્યારની**—હુંડી દેખાડયા પછી ૯ મે દિવસે નાણાં મળે.

**બાંધી મુદતની**—હુંડી દેખાડયા પછી અમુક દિવસ વિત્યાબાદ નાણાં મળે.

### શાહુકારના અગત્યના દસ્તુર.

૧૧૫ હુંડી ગેરવલ્લે પડે તો **પેંઠ આપે.** તે ગેરવલ્લે જાય તો **પરપેંઠ** અને તેના ઉપર **કાગળ** મળે. કાગળ ગેરવલ્લે જાય તો **નાણાં પરત મળે.** ( જુઓ પેંઠ, પરપેંઠ અને કાગળના નમુના પૃ૪. )

૧૧૬ હુંડી લખી આપ્યા પછી, લખનાર ઈસમ, જેમના ઉપર હુંડી લખી મોકલી હોય તેમના ઉપર બારોબાર **ખાનગી કાગળ** લખે છે. એવો કાગળ શીકારનારને **હાથ ના આવ્યો હોય** ત્યાં સુધી તે પોતે હુંડી **શીકારી નાણાં આપે નહિ.** તેથી જે તારીખે હુંડી લખી અપાય તેજ તારીખે શીકારનારને લખનાર તરફથી ખબર મળે છે.

૧૧૭ હુંડીનો શીકારનાર હુંડી કબુલ રાખે નહિ અને પાછી ફેરવે તો ફેરવી શકે છે. તેને **કોરે પૂઠેની** હુંડી કહે છે. કોરેપુઠેની હુંડી થાય ત્યારે રાખ્યાવાળાને લખનાર તરફથી **ખેપ નકરામણ** અથવા **નકરામણ શીકરામણ** મળે છે. ખેપ નકરામણ એટલે **ટાંપુ ખાધું ને ખોટી થવું પડયું તે બદલની નુંકસાની.** એ રકમ ગામ ગામના રિવાજ મુજબ લેવાની હોય છે. અમદાવાદ વગેરે કેટલાંક શેહેરોમાં આવો પ્રસંગ બને ત્યારે નીચે પ્રમાણે અપાય છે. ( ૧ ) બજાર ભાવ પ્રમાણે નવી હુંડી. (૨) ટકા લેખે ખેપ નકરામણ, તથા ગામ રિવાજ પ્રમાણે વ્યાજ.

૧૧૮ હુંડી શીકારવી હોય ત્યારે શીકારનાર પારેખ તે જોયાની મીતિ નાખી આપે છે, તેને **દેખાડધાલી** કહે છે. દેખાડધાલીને પોતે હુંડીની નોંધ રાખે, પછી મુદત પાકે એટલે હુંડીનાં નાણાં આપીને જમા ઉધાર પાડે; તથા હુંડીની પીઠે નાણાં લેનારના **હાથે ભરપાઈ** કરાવી ( એટલે પહોંચ લખાવી) લે. ( જુઓ નમુનામાં ભરપાઈ. )

૧૧૯ ભરપાઇ કરાવેલી હુંડીને ખોખું કહે છે. ખોખું—પાકેલી હુંડી. તેના મુળ લખનાર ઉપર પાછી બીડવાનો રિવાજ છે. તે પ્રમાણે શીકારનાર બીડી દે છે. મતલબ કે હુંડી પાકે એટલે લખનારને ઘેર પાછી આવે. વચમાં કોઇ જગાએ રહે નહિ. ખોખું આવે એટલે હુંડીનો લખનાર પોતાને ત્યાં શીકારનારને ખાતે હુંડી પાકયાની મીતિ ટાંકે છે. ( જુઓ મેળમાં લખ્યું છે કે પાકી મીતિ અમુક. )

૧૨૦ નામજોગી હુંડી હોય તો વેચાણ થઇ શકે નહિ. તેનો ખપ ન હોય તો તેના લખનારનેજ પાછી આપવી પડે. મનીઓરડરમાં પણ તેમજ થાય છે.

૧૨૧ શાહજોગી હુંડીમાં મુદત પહેલાં નાણાં જોઇતાં હોય તો મુદત કાપીને નાણાં લઇ શકાય. જો હુંડીનો ખપ ન હોય તો બજારમાં ગમે તેને વેચાણ આપી શકાય. અગર લખનારની ઇચ્છા હોય તો તેને પણ પાછી કે વેચાણ આપી શકાય. પણ રૂપીઆ તો બાવ પ્રમાણેજ પાછા મળે.

૧૨૨ બાંધેલી મુદત ઉપરાંત કેટલાક દિવસ વિત્યાબાદ હુંડી શીકારવામાં આવેછે. તેને ભખ્ખાઇના દિવસ કહે છે. જેમકે મુદત દિન ચય્યારની હુંડીનાં નાણાં કોઇ ઠેકાણે ૯ મે દિવસે, તો કોઇ ઠેકાણે ૧૩ મે દિવસે મળે છે. મુદતની હદ ૯ દિવસ છતાં ચાર દિવસ વધારે ખેચે છે. તેને ભખ્ખાઇ કહે છે. જે હુંડીમાં ભખ્ખાઇ લેવાની ઇચ્છા હોય તે હુંડીમાં તેના લખનાર તરફથી ' મુદત દિન ચય્યાર પછીની ' ' મુદત દિન ૨૧ પછીની ' આ પ્રમાણે મુદતની સાથે 'પછીના' એવો શબ્દ જોડે છે. તે સંજ્ઞા ઉપરથી શીકારનાર તેનો અમલ કરે છે.

૧૨૩ હુંડી લખાવી લીધા પછી લખનાર દેવાળુ કાઢે તો એ હુંડી શીકરાય નહિ એટલે હુંડી કરાવનારનાં નાણાં ડુબે. જો શીકરાયા પછી એવો જોગ બને તો શીકારનારનાં નાણાં દબાય. હુંડી ઉધારે આપી હોય અને લેનાર કાચો પડે તો હુંડીનો લખનાર જોખમમાં પડે. હુંડી શીકારતાં પહેલાં શીકારનારની દુકાન ભાગે તો એમાં હુંડીના લખનારને કે રાખ્યાવાળાને નુંકસાન લાગે નહિ. એવા પ્રસંગે લીધેલી હુંડી હોય તે લખનારને પાછો આપા શકાય, અને જરૂર હોય તો બીજી નવી હુંડી લઇ શકાય.

## અમારીવતીને તમારીવતીનો ખુલાસો..

૧૨૪ અમારી વતીને ખાતે હુંડી લખેલી હોય તો લખનાર પોતાના જોખમે હુંડી બીડે, અને મુદતની કસરતું વ્યાજ તેને પોતાને મળે. શીકારનાર નબળો પડે હુંડીનાં નાણાં પોતે ભરી આપે. માલના વેચાણમાં નફો તોટો તથા માલ પડી રહેવાથી જે વ્યાજખાધ લાગે તે પોતે ભોગવે, તેમજ હુંડી પાછી ફરી હોય તો ખેપ નકરામણ ભરી આપે.

૧૨૫ તમારી વતીને ખાતે એટલે જેમના પર હુંડી લખી હોય તેમના જોખમ ઉપર તે રહે છે, તે મુદતનું વ્યાજ, તથા વેચાણનો નફો તે પોતે લે છે. લખનાર નબળો પડે તો હુંડીનાં નાણાં પોતે ભરી આપે, પરંતુ અમારી વતીને ખાતે હોય તો રાખ્યાવાળાનાં નાણાં ડુબે

ટુંકામાં તમારી વતીના ધંધામાં આપડે આડતના ધણી; તેમજ અમારી વતીના વેપારમાં આડિતયો ચોખ્ખી દલાલી ખાઇને આપણું કામ કરે; એટલે ખાધ હોય કે નફો હોય તોપણ દરેક કામકાજમાં ઠરાવ પ્રમાણે તેમને આપણી તરફથી આડત આપવી પડેજ.

## હુંડિયામણ ખાતું.

૧૨૬ હુંડીના વેપારમાં જુદી જુદી રીતે નફો હોય છે. હુંડી લખવામાં લખામણ મળે છે, હુંડી લખાવવામાં વટાવ આપવો પડે છે, તેયાર હુંડીઓ વેચાણ રાખતાં ભાવમાં ફાયદો થાય છે; હુંડી શીકારવામાં શીકરામણ કે મુદત બદલ વ્યાજની કસર લેવામાં આવે છે, અને હુંડીઓનો વેપાર ચલાવ્યા બદલ આડત મળે છે, તેને હુંડિયામણ કહે છે. અને તેનો જમાખરચ લખવાના ખાતાને હુંડિયામણ ખાતું કહે છે.

૧૨૭ હુંડીની લખામણનો ભાવ સેંકડા ઉપર ઠરે છે. તેના બે પ્રકાર છે. ૯૯।।। લઇને ૧૦૦ ) હુંડી આપવી પડે તેને અંદરનો ભાવ કહે છે. અને ૧૦૦ )= લઇને ૧૦૦ ની હુંડી આપવી પડે તેતે ઉપરનો ભાવ કહે છે. અંદરનો ભાવ હોય ત્યારે હુંડી રાખનારને નફો અને તે આપનારને તોટો. પણ ઉપરના ભાવમાં તેથી ઉલટું હોય છે. ( જુઓ હુંડીઓના દાખલા. )

## લખેલી હુંડીઓના જમા ખરચ.

**૧૨૮ જે વેપારી ઉપર હુંડી લખી હોય તેમને ખાતે તે જમા થાય, અને જો તે અમારીવતીને ખાતેની નિશાનીવાળી હોય તો લખામણનો નફો તોટો હુંડિયામણ ખાતે લખાય.**

દાખલો ૧ લો. ચૈત્ર સુદ ૫ ના દિવસે ઝવેરી મગનલાલ માણેકલાલ હુંડી લખાવવા આવ્યા. તેમને બસો પૂરાની હુંડી જોઇએ. હુંડીનો ભાવ ૦।। ટકો ઉપરનો છે તેથી તેમણે રૂ. ૨૦૧ ) રોકડા ભર્યા. તે લઇને મુંબાઇના પરી. શામળભાઈ નથ્થુભાઇ ઉપર શાહજોગ તુર્ત મુદતની રૂ.૨૦૦ )બસોની હુંડી અમારી વતીને ખાતે લખી આપીને જમા ખરચ લીધો તેની વિગત—

**अ** ઝવેરી મગનલાલને ખાતે જમા ઉધાર નાખવાની જરૂર નથી. કારણ નાણાંના મોબદલામાં હુંડીનો દસ્તાવેજ આપ્યો છે, એટલે લહેણ દેણનો સંબંધ રહ્યો નહિ.

**ब** મુંબાઇના શામળભાઈ ઉપર આ હુંડી લખી છે. માટે તેમને ખાતે તે જમા લીધી છે. કારણ તેમને ત્યાં ઝવેરી હાજર થશે ત્યારે તેઓ હુંડી લેશે અને નાણાં આપશે. તેને લીધે શામળભાઇનું આપણને દેવું પડશે. મતલબ કે ખાતાદાર ઉપર ચિઠી લખીને નાણાં અપાવવા જેવો આ પ્રકાર છે.

**क** હુંડી સુદ ૫ મે લખી પણ સુદ ૮ મે પાકે છે એવો જવાબ આવ્યો, માટે તેમને ખાતે તે તારીખથી દેવા ગણાવા પાડ્યાથી 'સુદ ૮' લખ્યું છે. કારણ આ વેપાર અમારી વતીનો છે. શીકારનારને ફક્ત આડત લેવાની છે. હુંડી પાકવામાં વિલંબ લાગે તે દિવસના વ્યાજની કસર પોતાને મળવી જોઇએ. આ હુંડી ત્રણ દિવસ પછી પાકે છે, માટે બસોની રકમ તેટલી મુદત પોતાના વેપારમાં કામ લાગે છે, અને ચોથે દિવસે એટલે સુદ ૮ મે શામળભાઇને ખાતે ચડવાથી દેવી થાય છે.

**ड** આ હુંડીની લખામણ સેંકડે ૦।। ટકા લેખે ઉપરથી લીધી છે. અમારી વતીનો વેપાર હોવાથી તે પોતાનો નફો છે, માટે હુંડિયામણ ખાતે રૂ૧ ) જમા લીધો છે. (જુઓ મ. ૧૧ મું ચૈત્ર સુદ ૫ નો મેળ.)

**૧૨૯ હુંડી ઉધારે લખી હોય તો જેમને તે લખી આપી તેમને ખાતે વટાવ સહિત હુંડી ઉધરે, અને જેમના ઉપર લખી હોય, તેમને નામે હુંડીની, અને હુંડિયામણ ખાતે વટાવની રકમને જમા કરવી પડે.**

દાખલો ૧ લો—અમદાવાદથી પટેલ મોતીલાલ શામળભાઇએ લખ્યું કે રૂ. ૩૦૦ ) ની હુંડી બજારમાંથી ખરીદીને, કે તમારા પોતાના મથાળાની અમને બીડો. તે ઉપરથી અસાડ સુદ ૨ ને દિવસે રૂ. ૩૦૦) ત્રણસેંની મુંબાઈના પરી. શામળભાઈ નથ્થુભાઇ ઉપરની, શાહજોગ મુદતવાર સોમની હુંડી અમારી વતીને ખાતે લખી મોકલી.

अ અમદાવાદ બેઠાં પટેલ મોતીભાઇએ હુંડી માગીછે. તે તેમના લખવા પ્રમાણે બીડી. આ વેપાર ઉધારે થયો ગણાય, માટે વટાવ સાથે હુંડીની રકમ મોતીભાઈ પાસે લહેણી રહી ગણીને તેમને ખાતે ઉધારીછે.

ब ૩૩૦૦)નીહુંડી મુંબાઇના પરી. શામળભાઈ ઉપર લખીછે માટે તેમને ખાતે જમા લીધી છે. કારણ મોતીભાઇને તેમને ત્યાંથી નાણું મળશે.

क હુંડી પાકી તેની તારીખ પાછળથી ટાંકી છે. કારણ અમારીવતીના ખાતાનો વેપાર હોવાથી હુંડી શીકારી નાણું આપ્યાં હોય તે તારીખથી દેવાં ગણવાં જોઇએ.

ड હુંડીની લખામણમાં સેંકડે છ આના લેખે રૂ. ૧ )= મળ્યા છે તે હુંડિયામણ ખાતે જમા કર્યા છે.

क હુંડી બીજાને ત્યાંથી લખાવીને કે ખરીદ કરીને બીડી હોત તો લખામણને બદલે આડતની રકમ ઠરાવ પ્રમાણે ચડાવવી પડત. પણ આપણી પોતાની દુકાનમાંથી એટલે પોતાના મથાળાની લખી મોકલી છે તેથી લખામણો લીધી છે અને આડત ચડાવી નથી. ( જુઓ. મ. ૧૪ તથા અસાડનો મેળ. )

દાખલો ૨ જો—ભાદરવા સુદ ૧૫ મે શાહ હીરાચંદ ઝવેરે માગણી કરી કે રૂ. ૧૦૦) સોમાંથી હુંડી કરી આપો. તે ઉપરથી ટકા લેખે હુંડિયામણ કાપી રૂ. ૯૯) ની મુંબાઈના પરી. શામળભાઇ નથ્થુભાઇ ઉપર શાહજોગ મુદત દિન ૧ વળતાની અમારી વતીને ખાતે લખીને આપી. નાણાં ખાતે બાકી રહ્યાં તેનો જમાખરચ લીધો છે કે—

**અ** શાહ હીરાચંદ ઝવેર સાથે આ વેપાર ઉધારે થયો. તેમને હુંડી આપી તે રૂ. ૯૯ ) ની છે, અને રૂ. ૧ ) એક વટાવને ઉમેરતાં રૂ. ૧૦૦) તેમની પાસે આપણે માગીએ; માટે તેમને ખાતે તે ઉધાર્યા છે ને પેટામાં વિગત આપી છે.

**ખ** હુંડી રૂ. ૯૯ ) ની મુંબાઇના પરી. શામળભાઇ ઉપર લખી છે માટે તેમને ખાતે તે જમા કરી છે, અને તે પાકયાની તિથિ પાછળથી નોંધી છે.

**ક** હુંડી કરામણના રૂ. ૧ ) લીધો છે. તે હુંડિયામણ ખાતે જમા લીધો છે. ( જુઓ મ. ૧૫ મું ભાદરવા સુદ ૧૫ નો મેળ.)

**૧૩૦ અંદરના ભાવમાં હુંડી આપી હોય તો—ખોટ જાય.** જેમકે ઉપરના દાખલામાં એક ટકો અંદરના ભાવે ગણીએ તો રૂ. ૯૯) લઇને રૂ. ૧૦૦ ) હુંડી લખી આપવી પડે. એટલે શામળભાઇને ખાતે રૂ. ૧૦૦) જમા થાય, હીરાચંદને ખાતે રૂ. ૯૯) માગીએ તે ઉધરે. અને રૂ. ૧ ) ખોટ જાય તે હુંડિયામણ ખાતે ઉધરે.

**૧૩૧ તમારી વતીને ખાતે હુંડી** લખવામાં આડતિયાની ખાસ પરવાનગી જોઇએ. રજા ન હોય તો લખાય નહિ. એ વેપારમાં શીકારનારને ખાતે હુંડીનું જોખમ હોય છે. જો તે નબળો પડે તો હુંડી કરાવનારને જોખમ લાગે, માટે હુંડીનો લખનાર વગર રજાએ એવું પગલું ભરતો નથી.



## હુંડી લખાવી હોય કે ખરીદ કરી હોય તેનો જમા ખરચ.

૧૩૨ હુંડી લખવાથી પરગામમાં આડતિયાનું દેવું થાય, તે ભરી આપવાને જાતે જવાય નહિ, જો જઇએ તો ભાડું તોડું ઘણું પડે અને નફો હોય તે જતો રહે; માટે એ કરજ હુંડીઓ મારફત વાળવાને તજવીજ થાય છે, અને તેને સારૂ બજારમાંથી તૈયાર હુંડીઓ ખરીદે છે અગર લખાવી લઇને બીડે છે.

**૧૩૩ અમારી વતીને ખાતે આડતિયાને જે હુંડી બીડી એ, તે તેમને ખાતે ઉધરે, અને નફો તોટો હોય તે હુંડિયામણ ખાતે ચડે.**

## ( અંદરના ભાવમાં. )

દાખલો ૧ લો વૈશાખ સુદ ૩ જે હુંડી ૧ રૂ. ૩૨૫) ની દા. ૯૯ ના ભાવે પરી દેવજી કાશીદાસની દુકાનેથી ઉધારે લખાવી, તેમણે સુરતનાપ રી. હરકીસનદાસ નારણદાસના ઉપર શાહજોગ મુદત દિન ચચ્યારની લખો આપી, તે મુંબાઈના પરી. શામળભાઈ નથ્થુભાઇ ઉપર બીડી પાકી સુદ ૧૧. તેનો જમાખરચ.

**अ** પરી. દેવજી કાશીદાસને ત્યાંથી અંદરના ભાવે એટલે ૯૯ ને બદલે સોની હુંડી. એ પ્રમાણે રૂ. ૩૨૫ ) ની હુંડી ઉધારે લાવ્યા માટે રૂ. ૩૨૧॥॥ તેમના દેવા થયા, તે તેમને ખાતે જમા લીધા છે ને પેટામાં વિગત બતાવી છે.

**ब** હુંડી રૂ. ૩૨૫ ) ની લખાવી, તે મુંબાઈના પરી. શામળભાઇ નથ્થુભાઇને બીડી માટે તેમને ખાતે ઉધારી છે, અને હુંડી શીકરાઈ નાણાં મળ્યાની મીતિ સુદ ૧૧ ટાંકી છે.

**क** આ હુંડીમાં લખામણી આપવી પડી નથી પણ ઉલટો આપણને મળી છે. કારણ અંદરનો ભાવ સેંકડે ટકા લેખે છે. એટલે રૂ. ૩૨૫ ) ની હુંડી ઉપર રૂ. ૩। નફાના પાછા મળ્યા છે, માટે તે રકમ હુંડિયામણ ખાતે જમા કરી છે. ( જુઓ મ. ૧૨ મું તથા મેળ.)

## સરભર લેખે.

દાખલો ૨ જો. અસાડ વદ ૧૨ સે ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ત્યાંથી રૂ. ૨૪૪। ની હુંડી દા. સરભરથી લખાવી. તેમણે સુરત ખાતે દેસાઇ ઇચ્છારામ રામશંકર ઉપર શાહજોગ તુર્ત મુદતની હુંડી આપી, તે આપણે લીધી, અને મુંબાઈ ખાતે પરી. શામળભાઇ નથ્થુભાઇને અમારી વતીને ખાતે બીડી તેના જમા ખરચની વિગત—

**अ** હુંડી રોકડેથી લખાવી છે માટે ચોકસી લલ્લુભાઇને ખાતે જમા ઉધાર કરવાની જરૂર નથી.

**ब** મુંબાઇના આડતિયા શામળભાઇને હુંડી બીડી છે માટે તેમને ખાતે ઉધારી છે અને નાણું મળ્યાં તે તારીખ ટાંકી છે. કેમકે અમારી વતીના વેપારમાં નાણું મળે તે તારીખે ખાતે ચડે.

**क** સરભરથી હુંડી લખાવી છે એટલે હુંડિયામણુ ખાતે જમા ઉધાર નાખવાનું હોય નહિ.

( ઉપરનો ભાવ. )

**દાખલો ૩ જો**—ભાદરવા વદ ૧૨ સે ઝવેરી માણેકલાલ હરગોવનદાસની દુકાને રૂ ૨૭૬ા= ભરીને હુંડી મગાવી. તેમણે સેંકડે ૦ાા ટકા લેખે હુંડિયામણુ કાપી રૂ. ૨૭૫ ) પૂરાની હુંડી મોકલી. એ હુંડી ભરૂચના નાણાવટી હીરાલાલ ડાહ્યાભાઇ ઉપરની લખેલી છે, શાહજોગ છે, મુદત દિન ૧ વળતાની છે. તે અમે મુંબાઈ ખાતે પરી. શામળભાઇને મોકલીને નીચે પ્રમાણે જમાખરચ લીધો.

**अ** ઝવેરી સાથે રોકડેથી વેપાર થયો છે માટે તેમને ખાતે લખવાનું હોય નહિ.

**ब** મુંબાઇના પરી. શામળભાઇને હુંડી બીડી છે તેથી તેમને ખાતે રૂ ૨૭૫ ) ઉધાર્યા છે, અને પાછળથી નાણું મળ્યાનો જવાબ આવે ખરી તારીખ નોંધી છે.

**क** અમારી વતીના વેપારમાં આ હુંડીનો ઉપયોગ હોવાથી બેઠેલી લખામણના રૂ ૧ા= હુંડિયામણુ ખાતે ઊધાર્યાં છે.

( જુઓ મ. ૧૫ મું તથા મેળ. )

૧૩૪ **લખાવેલી કે ખરીદ કરેલી હુંડીઓ તત્તકાળ વેચવામાં આવે તો નફો તોટો હોય તે હુંડિયામણ ખાતે ચડે.**

દાખલો.—રૂ ૭૦૦ ) ની હુંડી સુરતના પરી. મંગળદાસ તાપીદાસ ઉપરની, વડોદરાના ઝવેરી શામળભાઇ જમનાદાસની લખેલી, શાહજોગ તુરત મુદતની વકીલ અમથાબાઈ ગીરધરલાલે લખાવેલી. તે રાખ્યાવાળા વકીલ પાસેથી દા. ૯૯ાાા- વેચાણ લીધી, અને પરી. દેવજીભાઇ કાશીદાસને દા. ૧૦૦)– તત્કાળ આપી. તેનો જમાખરચ લખ્યો છે કે—

**अ** વકીલ અમથાભાઇ પાસેથી હુંડી ખરીદી છે અને નાણું આપ્યાં છે એટલે તેમને ખાતે લખવાનું હોય નહિ.

ब પરી. દેવજી કાશીદાસને હુંડી વેચાણ આપી છે, અને હિસાબ ચૂકતે રકમ લઈ લીધી છે એટલે તેમને ખાતે પણ જમાખરચ લખવાનું રહેતું નથી.

क આ વેપારમાં નફો છે. ખરીદીનો ભાવ ૯૯ાા— છે અને વકરાનો ભાવ રૂ ૧૦૦ )— છે એટલે સેંકડે રૂ ૦ા નફો પડે છે તેથી રૂ ૧ાાા નફાના મળ્યા તે હુંડિયામણ ખાતે જમા લીધા છે.

( જુઓ મ. ૧૨ મું વૈશાખ સુદ ૩ નો મેળ. )

**૧૩૫ જ્યારે લખાવેલી કે ખરીદ કરેલી હુંડીઓ ઉધારે અપાય ત્યારે લેનારને ખાતે વટાવ સાથે હુંડીની રકમ ઉધરે. જો આપણે ઉધારે રાખી હોય તો તે આપનારને ખાતે જમા થઈ, લઈ જનારને ખાતે ઉધરે.**

દાખલો—ભાદરવા વદ ૧૨ સે રૂ ૧૫૧ ) ની હુંડી દા. ૦ા= લેખે પરી. ઝવેરચંદ લખમીચંદને ત્યાંથી રોકડેથી લખી મગાવી. તેમણે અમદાવાદના હરિવલ્લવ મૂળચંદ ઉપરની, શાહજોગ મુદતવાર ભોમની લખી મોકલી. આપણે ત્યાં આવ્યા પછી પરી. દેવજી કાશીદાસની માગણી થઇ. તેમને બે આના નફો ચડાવી હુંડી આપી, આ વેપાર ઉધારે થયો. તેનુ જમા ખરચ નીચે પ્રમાણે.—

अ હુંડી રોકડેથી લખાવી છે માટે ઝવેરચંદ પારેખને ખાતે જમા લેવાનું કારણ નથી.

ब પરી. દેવજી કાશીદાસ સાથે ઉધારે વેપાર થાય છે. માટે તેમની પાસે હુંડીની રકમ રૂ ૧૫૧ ), લખામણના રૂ ૦ાાત્ર અને નફાના રૂ ૦)ત્ર મળી એકંદરે રૂ ૧૫૨)= લહેણા રહે છે; તેથી તેમને ખાતે તે ઉધાર્યા છે અને પેટામાં વિગત લખી છે.

क હુંડીની લખામણ દા. ૦ા= પ્રમાણે આપી અને ૦ાા લેખે લીધી તેમ કરતાં રૂ ૦)ત્ર નફો જડે છે તે હુંડિયામણ ખાતે જમા કર્યો છે.

( જુઓ મ. ૧૫ મું ભાદરવા વદ ૧૨ નો મેળ. )

**૧૩૬ લખાવેલી કે ખરીદ કરેલી હુંડીઓ દુકાન ખાતે પડી રહે તો તેમાં રોકેલી રકમ હુંડી ખરીદી ખાતે ઉધરે, અને વેચાણ થયેથી વકરાખાતે જમા થાય.**

દાખલો ૧ લો—ચૈત્ર સુદ ૫ મે હુંડી ૧ રૂ ૧૨૫ ) ની અમદાવાદના પરી. મગનભાઈ કરમચંદ ઉપરની, વડોદરેથી લખી ઝવેરી જમનાદાસ મથુરાંદાસની, રાખ્યા શાહ માણેકલાલ હરગોવનદાસ, શાહજોગ, મુદતવાર ભોમની લખી માહા વદ ૧૪. તે રાખ્યાવાળા શાહ માણેકલાલ પાસેથી દા. ૯૯ાા ના ભાવે ખરીદ કરી, પણ દુકાન ખાતે રહી માટે તેનો જમાખરચ નીચે પ્રમાણે છે.

**અ** હુંડીની ખરીદી રોકડેથી છે. ભાવ પ્રમાણે રૂ ૧૨૪ાા≈ રાખ્યાવાળાને રોકડા આપેલા પણ હોવાથી તેમને નામે જમાખરચ લેવાની જરૂર નથી.

**બ** હુંડી ખરીદવામાં રૂ ૧૨૪ાા≈ આપેલા છે તેથા તે હુંડી ખરીદી ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૧૨ મું તથા મેળ. )

**ક** વૈશાખ સુદ ૩ જે આ હુંડી દા. ૦)≈ ઉપરના ભાવે વેચાણ થાય છે માટે રૂ. ૧૨૫)≈ાા ઉપજ્યા તે હુંડી વકરા ખાતે જમા કર્યા છે.

( જુઓ મ. ૧૧ મું તથા મેળ. )

**૧૩૭ હુંડી ખરીદવકરા ખાતે જે નફો હોય તે સાલ આખરે હુંડિયામણ ખાતે જાય.** ( જુઓ આસો વદ ૦)) નો મેળ.) પણ દર વખત ખરીદી કે વકરો કરીએ તેમાંથી નફાની રકમ જુદી કઢાય નહિ.

( જુઓ ખરીદી અને વેચાણ. )

**૧૩૮ આડતિયાની માગણીથી જે હુંડીઓ બીડીએ તેની ભર કિંમત તથા આડત તેમને ખાતે ઉધરે. આનું નામ તમારીવતીનો વેપાર હોય.**

ધારો કે મુંબાઇથી શામળભાઇએ લખ્યું કે રૂ ૪૦૦ ) ની હુંડી બજારમાંથી ખરીદ કરીને કે લખાવીને બીડો. એ ઉપરથી સુરતના પરી. છગનલાલ ઠાકોરદાસ ઉપર અમદાવાદના શાહ માણેકલાલ આશારામે શાહ જોગ તુર્ત મુદતની રા. નાગેશ વિનાયકને આપેલી હતી, તે દા. ૯૯ાા ના ભાવે રાખીને મોકલાવી. માટે શામળભાઈને ખાતે રૂ ૩૯૯ ) હુંડીની ખરીદીના અને રૂ ૦ાા આડતનો મળી કુલ રૂ ૩૯૯ાા ઉધરે.

આ વેપારમાં હુંડી ખરીદતાં રૂ ૧ ) નફો રહ્યો, તે શામળભાઇને આપવાનો છે. કેમકે તમારાવતીનો વેપાર છે. એટલે આપણાથી તે નફો લઈ શકાય નહિ, જો હુંડી ૦ા ટકા ઉપર ભાવે મળી હોત તો શામળભાઇને ખાતે હુંડીના રૂ ૪૦૦) + હુંડીયામણનો રૂ ૧) અને આડતના રૂ ૦ાા = ૪૦૧ાા ઉધારત.

## શીકારેલી હુંડીના જમા ખરચ.

**૧૩૯ શીકારેલી હુંડી તેના લખનારને ખાતે ઉધરે. ઉધારે શીકારી હોય તો હુંડીનાં નાણાં રાખ્યાવાળાને ખાતે જમા રહે. મુદત કાપીને હુંડી શીકારી હોય તો મુદત બદલ કાપેલી રકમ હુંડિયામણ ખાતે જમા થાય, અને હુંડીના લખનારને ખાતે હુંડી ઉધરે.**

અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇએ રૂ. ૧૫૧ ) ની હુંડી અમારી ઉપર વકીલ કેશવલાલ દ્વારકાંદાસને શાહજોગ મુદત દિન ૧ વળતાની લખો આપેલી હતી. તે રાખ્યાવાળા વકીલ કેશવલાલે રજુ કરવાથી તેમની પાસે ભરપાઈ કરાવી લીધી; અને માસ્તર બાળકૃષ્ણ મનસુખરામની ખેળાધરી લઇ હુંડી શીકારી નાણાં આપ્યાં. ખોખું અમદાવાદ મોતીભાઇને બીડયું અને જમાખરચ નીચે પ્રમાણે નાંખ્યો.

**अ** વકીલ કેશવલાલને રૂપીઆ આપીને હુંડી લીધી માટે તેમને ખાતે જમાખરચ હોય નહિ.

**ब** અમદાવાદથી મોતીલાલ પટેલે હુંડી લખી છે, નાણાં આપવાથી તેમની પ્રત્યે લહેણું થાય છે, માટે તેમને ખાતે રૂ. ૧૫૧ ) ઉધાર્યાં છે અને પેટામાં હુંડીની વિગત ઉતારી છે.

**क** મુદત પહેલાં હુંડી શીકારી નથી, તેમ શીકરામણમાં કશું મળ્યુ નથી. સબબ હુંડિયામણ ખાતે જમા ખરચ લેવા જેવું છે નહિ. ઈ૦

( જુઓ મ૦ ૧૧ મું તથા ચૈત્ર સુદ ૫ નો મેળ. )

---

## ગેરવલ્લે ગયેલી હુંડીને બદલે મળતા દસ્તાવેજો.

### પેઠનો નમૂનો.

લી. ઝવેરી શામળભાઈ જમનાદાસ જત

મથાળું. આ પરપેઠ શીકારી નાણાં આપજો. દા. પોતે.

**શ્રી.**

સ્વસ્તિ શ્રી મુંબાઇ બંદરે માહાસુભસ્થાને શાહ શ્રી. ૫.

શીકારનાર. પરી. શામળભાઈ નથ્થુભાઇ જોગ. શ્રી વડોદરાથી લી.

લખનાર. ઝવેરી શામળભાઈ જમનાદાસના જે ગોપાળ વાંચજો. જત

પ્રથમ હુંડી ૧ રૂ. ૧૫૧ ) એકસો એકાવનની તમારા ઉ-

ગેરવલ્લે પડેલી હુંડીની વિગત.

પરની લખી અમારીના, રાખ્યા ગાંધી મથુરભાઇ વખતચંદ પાસેથી, શાહજોગ તુર્ત મુદતની, મીતિ સં. ૧૯૪૮ ના ભાદરવા સુદ ૪ ને વાર બુધે લખી છે. રાખ્યાવાળા

પેંઠનું કારણ.

ધણી કહે છે કે એ હુંડી ગેરવલ્લે પડી છે. માટે આ પેંઠ લખી આપી છે. તમે તમારો રોજમેળ, નોંધવહી, અને આવરો વગેરે ઠેકાણે જોઇ તપાસીને હુંડી ના શીકરાઇ હોય તો પેંઠ શીકારી નાણું આપજો. કદાપી હુંડી શીકારી નાણું આપ્યાં હોય તો આ પેંઠ રદ છે. વાંચીને ફાડી નાંખજો. અમો તમને સનંદો એ થઇને વાર એક મજરે આપીશું. સં. ૧૯૪૮ ના ભાદરવા સુદ ૧૦ ને વાર ભોમ દા. ગુ. મનસુખલાલ અમૃતલાલના જેગોપાળ વાંચજો.

|૧૫૧|

નીમે રૂપિઆ સાડીપંચોતરથી નીમે રૂપિઆ પોણી અડત્રીસથી ચોગણા એકસોએકાવન પૂરા કરી આપજો.

---

## પરપેંઠ.

લી. ઝવેરી શામળભાઈ જમનાદાસ જત આ નીચે લખ્યા પ્રમાણે પરપેંઠ શીકારી નાણું આપજો.

### શ્રી. પરપેંઠ છે.

સ્વસ્તિ શ્રી મુંબાઇ બંદરે માહાસુભસ્થાને શાહ શ્રી ૫. પરી. શામળભાઈ નથ્થુભાઇ જોગ. શ્રી વડોદરેથી લી. ઝવેરી શામળભાઈ જમનાદાસના જેગોપાળ વાંચજો. જત પ્રથમ હુંડી નંગ ૧ એક રૂ. ૧૫૧) એકસોએકાવનની તમારી ઉપર લખી અત્રેથી અમારી, રાખ્યા ગાંધી મથુરભાઇ વખતચંદ પાસેથી, મુદત તુર્તની, શાહજોગ, લખી ભાદરવા સુદ ૪ ને બુધે; ત્યાર પછી પેંઠ લખી આપી છે ભાદરવા સુદ ૧૦ ને વાર સોમ. તે રાખ્યાવાળા ધણી કહે છે કે હુંડી તથા પેંઠ સનદો બે ગેરવલ્લે પડયાં છે. માટે આ પરપેંઠ લખી આપી છે. તેથી તમારો રોજમેળ, નોંધવહી, આવરો, ખાતાવહી વગેરે જોઈ તપાસીને નાણું ન આપ્યાં હોય તો આ પરપેંઠ શીકારી નાણું આપજો. કદાપી પેંઠ શીકારી નાણું આપ્યાં હોય તો આ પરપેંઠ રદ સમજજો. વાંચીને ફાડી નાખજો. અમો તમોને સંનદો

ત્રણ થઇને વાર એક મજરે આપીશું તે જાણજો. સં. ૧૯૪૮ ના ભાદરવા વદ ૨ ને વાર શનેઉ દા. ગુ. મનસુખ અમૃતલાલના જેગોપાળ વાંચજો.

|૧૫૧|

નીમે રૂપિયા સાડીપંચોતેરથી નીમે રૂપિયા પોણી અડત્રીસથી ચોગણા એકસો એકાવન પૂરા કરી આપજો.

કાગળ.

લી. ઝવેરી. શામળભાઇ જમનાદાસ જત આ નીચે લખ્યા પ્રમાણે કાગળ શીકારી નાણાં આપજો.

શ્રી. કાગળ.

સ્વસ્તિ શ્રી મુંબાંઇ બંદરે માહાસુભસ્થાને શાહ શ્રીપ. પરી. શામળભાઇ નથ્થુભાઇ જોગ. શ્રી વડોદરેથી લી. ઝવેરી શામળભાઇ જમનાદાસના જેગોપાળ વાંચજો. જત હુંડી ૧ એક રૂ. ૧૫૧ ) એકસોએકાવન ની તમારા ઉપરની, લખી અમારી, રાખ્યા ગાંધી મથુર વખતચંદ પાસે થી મુદત તુર્તની, લખી ભાદરવા સુદ ૪ ને વાર બુધે, પછી પેંઠ આપી ભાદરવા સુદ ૧૦ ને વાર સોમે. ત્યાર પછી પરપેંઠ લખી ભાદરવા વદ ૨ ને વાર શનેઉ. રાખ્યાવાળા ધણી કહે છે કે હુંડી તથા પેઠ તથા પરપેંઠ સનંદો ત્રણ ગેરવલ્લે પડયાં છે માટે આ કાગળ લખી આપ્યો છે. તમો તમારો રોજમેળ, નોંધવહી, આવરો, અને ખાતાવહી વગેરે જોઈ તપાસાને નાણાં ના આપ્યાં હોય તો આ કાગળ શીકારી નાણાં આપજો. કદાપી હુંડી પેંઠ તથા પરપેંઠ સનંદો ત્રણ મધ્યે શીકારી નાણાં આપ્યાં હોય તો આ કાગળ રદ સમજજો. વાંચીને ફાડી નાખજો. અમો તમને સનંદો ચાર થઇને વાર એક મજરે આપીશું તે જાણજો. સં ૧૯૪૮ ના ભાદરવા વદ ૧૨ ને વાર શુક્રે દા. પોતે.

## મોંના પ્રશ્નો.

( ૧ ) હુંડી એટલે શું ? (૨) શાહજોગી હુંડી કોને કહે ? ( ૩) ભલામણનો જમાખરચ તુર્ત કેમ પડતો નથી. ( ૪ ) રાખ્યાવાળા, શીકારનાર અને નામ જોગીની વ્યાખ્યા. ( ૫ ) ખોળાધર, કોરેપૂઠેની, ભરપાઈ અને દેખાડ ઘાલી એટલે શું ? (૬)

ગેરવલ્લે ગયેલી હુંડીનાં નાણું લેવાનો ઉપાય શો ? ( ૭ ) હુંડીની સામાન્ય મુદતો અને તેનો અમલ કહો. ( ૮ ) ખેપનકરામણુ એટલે શું ને તે કયારે મળે ? ( ૯ ) રાખ્યાવાળાનાં, હુંડી લખનારનાં કે શીકારનાં નાણું ડુબે એવા સંજોગ સમજાવો. ( ૧૦ ) અમારી વતીનો વેપાર કોને કહેવો. ( ૧૧ ) તમારી વતીના વેપારમાં આપણને લાભ શો ? ( ૧૨ ) હુંડીમાં મુદત નાખવાથી વેપારીઓને લાભ છે કે નહિં. ? ( ૧૩ ) શીકારેલી હુંડીનું ખરચ નાખતાં કયા મુદ્દા ધ્યાનમાં રાખશો ? ( ૧૪ ) ઉધારે લખી આપેલી હુંડીનો જમાખરચ શી રીતે લખશો ? ( ૧૫ ) તમે રોકડેથી અ ને ય ઉપર અમારીવતીના વેપારમાં અમદાવાદ ખાતે રૂ. ૫૦ ) ની હુંડી આપીને વટાવ નો રૂ. ૦૧ લીધો તેનો જમા ખરચ શી રીતે લખશો. ( ૧૬ ) લખાવી લીધેલી અને વેચાણ રાખેલી હુંડીઓનો ઉપયોગ કઇ કઈ રીતે થઇ શકે ? ( ૧૭ ) રાખેલી કે લખાવેલી હુંડીઓ તુર્ત ઉપયોગમાં ના આવે તો તે કયે ખાતે રહે ? ( ૧૮ ) ખોખું એટલે શું ? હુંડી શીકરાયા પછી કયાં રહે. અને તેમ થવાનું કારણ કહો. ( ૧૯ ) હુંડીનાં નાણું મુદત પહેલાં શી રીતે મળે ?

---

## મનોયત્ન ૧૧ મું. શરાફી ધંધો.—હુંડીઓ.

(૧) ગયા મેળની બાકી રૂ ૫૭૭૫—ાા છે.

(૨) ઝવેરી મગનલાલ માણેકલાલે રૂ ૨૦૧) ભરીને હુંડી માગી. અમે તેમને સેંકડે અર્ધો ટકો હુંડિયામણનો લઇ મુંબાઇના પરી. શામળભાઈ નથ્થુભાઈ ઉપર શાહજોગી તુર્ત મુદતની હુંડી લખી આપી. તે સુદ ૬ ઠે પાકી.

(૩) પંડયા રણછોડ ગલુરામને ખાતે બાકી રૂ ૭૯ાા લહેણા હતા, તે ઉપર રૂ ૧ાા વ્યાજ થયું, એ બધું તે ભરી ગયા.

(૪) હુંડી રૂ ૧૫૧) ની શીકારી તેનાં નાણું વકીલ કેશવલાલ દ્વારકાંદાસને આપ્યા. તેમને અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇએ અમારી ઉપર, શાહજોગી, દિન ૧ વળતાની લખી આપી હતી. માસ્તર બાળકૃષ્ણ મનસુખરામની ખોળાધરી લીધી છે. ખોખું ભરપાઈ કરાવી અમદાવાદ ખાતે લખનારને બીડયું.

(૫) કલદાર રૂ ૨૦૦) આપીને રૂ. ૨૫૦) બાબાશાહી લીધા.

(૬) ચોકસો લલ્લુ લખમીદાસને રૂ ૮ાા રોકડા તથા રૂ ૨૦) ના પૈસા ૬૫ લેખે આપ્યા.

(૭) ચાર આનાનાં કવર મંગાવ્યા તેમાંથી એક વપરાયું.

(૮) હુંડી ૧ રૂ ૧૨૫) ની દા. ૯૯॥ ના ભાવે ખરીદ કરી. તે વડોદરાના ઝવેરી જમનાદાસ મથુરાંદાસે અમદાવાદના પરી. મગનભાઈ કરમચંદ ઉપર લખી છે, હુંડી કરાવનાર ( રાખ્યાવાળા ) શાહ માણેકલાલ હરગોવનદાસ છે, શાહજોગી, મુદતવાર ભોમની લખીમિતિ માહા વદ ૧૪. તે રાખ્યાવાળાથી વેચાણ લીધી.

(૯) ત્રવાડી દલસુખ જેઠાભાઈ રૂ ૧૦) જમા મૂકી ગયા, અને કંસારા અમથા ટોકર રૂ ૮॥ ભરી ગયો. ( જુઓ ચૈત્ર સુદ ૫ નો મેળ. )

## મનોયત્ન ૧૨ મું. સરાફી ધંધો.

(૧) શ્રી જણુસે રૂ ૬૩૩૫ા હતા.

(૨) બાબાશાહી રૂ ૨૬૦) હતા તે દર ૮૦ ના ભાવે ચોકસી લલ્લુભાઇ લખમીદાસને આપવામાં આવ્યા.

(૩) હુંડી રૂ ૧૨૫ ) ની ખરીદેલી હતી તે દા. ૦)॥ ઉપરના ભાવે ચોકસી લલ્લુ લખમીદાસને વેચાણ આપી, નાણું ખાતે ચડાવ્યાં.

(૪) શાહ પુનમચંદ મૂળજીના રૂ ૫૪)– દેવા હતા, વ્યાજના રૂ ૧॥= વધ્યા તે આપી ખાતું સરભર કર્યું.

(૫) ઘાંચી જીવા કાલુ કાંધા પેટે રૂ ૫) ભરી ગયો, કોઠારી હરજી કેવળને ત્યાંથી રૂ ૩૫) ચિરંજીવી રણછોડ ભરી ગયો, દવે લલ્લુ હરિશંકર રૂ ૬॥– માગતા હતા તે લઈ ગયા, અને ત્રવાડી દલસુખ જેઠાભાઇને રૂ ૩૪) આપ્યા.

(૬) હુંડી ૧ રૂ ૩૨૫) દા. ૯૯ ના ભાવે પરી. દેવજી કાશીદાસની દુકાનેથી ઉધારે લખાવી. તેમણે સુરતના પરી. હરકીસનદાસ નારણદાસના ઉપર લખી, શાહજોગી, મુદત દિન ચાર ચારની. એ હુંડી મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇ ઉપર બીડી. પાકી સુદ ૧૧.

(૭) હુંડી ૧ રૂ ૭૦૦) ની દા. ૯૯॥– ના ભાવે વકીલ અમથાભાઈ ગીરધરલાલ પાસેથી વેચાણ રાખી પરી. દેવજી કાશીદાસને રૂ ૧૦૦)– ના ભાવે આપી. વેપાર રોકડેથી થયો. સુરતના પરી. મંગળદાસ તાપીદાસ ઉપર વડોદરાના ઝવેરી શામળભાઇ જમનાદાસે લખી છે, અને કરાવનાર વકીલ અમથાભાઇ છે.

(૮) છુટા રૂ ૧૭॥ ના ૬૬ લેખે રાખીને ૬૪ લેખે આપ્યા.

( જુઓ વૈશાખ સુદ ૩ નો મેળ )



# પરચુરણ જમા ખરચ.

## ખાતાં વિષે.

૧૪૦ ખાતાં ખતવી રાખવાનો ચોપડો હોય તે **ખાતાવહી** કહેવાય છે. તે રોજમેળ ઉપરથી તૈયાર થાય છે.

૧૪૧ કયા ખાતાદાર પાસે કેટલું લહેણું છે, કયા ખાતાદારનું કેટલું દેવું પડે છે, કયા ધંધામાં કેટલો નફો તોટો છે. અને ઘર ખરચમાં કેટલો ઉપાડ થયો છે; તે જાણવાનું ખરૂં સાધન **ખાતાવહી** છે. તે તૈયાર ન **હોય તો ઉઘરાણી કે હિસાબ થઈ શકે નહિ.** માટે રોજમેળ લખાતો જાય તેમ ખાતાવહી ખતવવી જોઇએ.

## ખાતું પાડવું અને ખતવવું.

૧૪૨ અમુક આસામીનું ખાતું સં. આટલાની સાલનું લખીને જમા ઉધાર દોરીએ તેનું નામ 'ખાતું પાડયું' કહેવાય. અને તે ખાતે રોજમેળમાં જે જે રકમો જમા ઉધાર થઈ હોય તેનો આંકડો મેળના પાના સાથે મીતિવાર ઉતારવો તેને 'ખાતું ખતવ્યું' કહે છે જેમકે—

## ખાતાનો નમુનો-

શેઠ મોતીલાલ ગોકળદાસનું ખાતું સંવત ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૩૦૧) રો. પા. ૧ કાર્ત્તિગ સુદ ૧. | ૧૭૬) રો. પા. ૪ પોષ સુદ ૨. |
| ૩૦૦) રો. પા. ૪ પોષ સુદ ૨. | ૭૬ ) |
| ૫૧) રો. પા. ૫ પોષ વદ ૭. | ૧૦૩૮ાા≡ાા બાકી |
| ૬૫૨) | |
| ૫૬૨ાા≡ાા રો. પા. આસો વદ૦)) | |
| ૧૨૧૪ાા≡ાા | ૧૨૧૪ાા≡ાા |

**સમજુતી**—કાર્ત્તિગ સુદ ૧ નો મેળ જોયો. તેમાં જમા બાજૂએ પહેલી રકમ રૂ ૩૦૧) છે, તે શેઠ મોતીલાલ ગોકળદાસને ખાતે જમા છે. તેથી ખાતાવહીમાં તેમનું પહેલું ખાતું પાડયું કે શેઠ મોતીલાલ ગોકળદાસનું ખાતું. સં. ૧૯૫૮ ની સાલનું. પછી જમા ઉધાર દોર્યા. પછી જમામાં રૂ ૩૦૧) ખતવતાં લખ્યું કે' ૩૦૧) રોજમેળ પાનું ૧ કાર્ત્તિગ સુદ ૧. એ રીતે રકમ ખતવીને રોજમેળમાં ફાંટુ માર્યું —નિશાન કર્યું; તથા પેટામાં ખાતાનું પાનું સાંકળ્યું.

તે પછી પોષ સુદ ૨ ના મેળમાં તેમને ખાતે રૂ ૩૦૦) જમા થયા છે, અને રૂ ૧૭૬) ઉધર્યા છે; તે રકમો ખતવીને મેળમાં ફાંટું માર્યું તથા ખાતું પાનું ટાંકી લીધું. ઇત્યાદિ.

વળી કાર્ત્તગ સુદ ૧ ના મેળમાં જોયું. જમા બાજૂએ હવે કાંઈ નથી માટે ઉધાર પાસું પકડયું. ત્યાં ખર્ચ ખાતે ઉધરેલું છે માટે ખાતાવહીમાં બીજે નંબરે ખરચ ખાતું પાડયું ને ખતવ્યું. **એ પ્રમાણે જેમ નવું ખાતું આવે તેમ તે પડે અને ખતવાય.**



## સાલ આખરે ખાતાવાર તજવીજ.

૧૪૩ મેળ લઈ શકાય એવું ખાતું મેળવી નક્કી કરવું જોઇએ.

૧૪૪ વ્યાજુ ખાતાંનું વ્યાજ ગણવું જોઇએ અને રોજમેળમાં તેનો જમાખરચ નાખવો જોઇએ. (જુઓ જમાખરચી મેળ.)

૧૪૫ આડતવાળાં ખાતે આડત ગણવી જોઇએ અને તેનો જમાખરચ રોજમેળમાં પડવો જોઇએ. (જુઓ જમાખરચી મેળ.)

૧૪૬ બધી રીતે ખાતું ખતવાઈ તૈયાર થાય ત્યારે તેની અંદર જમા ઉધાર બાજૂમાં સરવાળા ટાંકવા જોઇએ. (જુઓ ખાતાવહી.)

૧૪૭ ખાતાની અંદર જમા ઉધાર પાસે સરવાળા ટંકાય એટલે તેના નીચે પ્રમાણે પ્રકાર પડે.

**અ સરભર થયલાં ખાતાં**

(જુઓ ખાતાવહી પૃષ્ઠ ૩–૪માં ધાંચી જીવાનું કે દવે લલ્લુ વગેરેનું ખાતું.)

**બ બાકી ખેંચવા લાયક ખાતાં.**

(જુઓ ખાતાવહી પૃષ્ઠ ૫ માં પરી. શામળભાઈ વગેરેનું ખાતું.)

**ક માંડીવાળવા જોગ ખાતાં.**

(જુઓ ખાતાવહી પૃષ્ઠ૯-૧૦-૨ માં ખરીદી વકરા, વ્યાજ કે ખરચખાતું.)



## સરભર થયલાં ખાતાં.

૧૪૮ જે ખાતામાં જમા ઉધાર બાજૂના સરવાળા સમાન હોય તે ખાતું 'સરભર થયું' કહેવાય. (જુઓ ખાતાવહીમાં ધાંચી જીવાનું ખાતું)

**સરભર ખાતું બંધ કરવાની રીત.**

૧૪૯ ખાતામાં જમા ઉધાર પાસાં સરખાં થાય ત્યારે તે દરેક બાજૂ લીટીઓ દોરીને પૂરી નાખવી તેને 'ખાતું બંધ કર્યું' કહે છે. (જુઓ ખાતાવહીમાં દરેક ખાતું.)



## ખાતે બાકી ખેંચવાની રીત.

૧૫૦ સાલ આખરે આસામીઓ પાસે દેવું લહેણું રહેતું હોય તેનો દાખલો નવી સાલને વાસ્તે રાખવો તેને 'ખાતે બાકી ખેંચી' કહે છે.

૧૫૧ જે આસામીના ખાતામાં જમા કરતાં ઉધાર ઓછું હોય, તેમાં સાલ આખરે જેટલું જમા રહે, તેટલું 'દેવું પડે છે' એમ કહેવાય.

૧૫૨ જે આસામીના ખાતામાં ઉધાર કરતાં જમા ઓછું થાય, તેમાં સાલ આખરે ખાતે બાકી લેવાનું જે રહે તે 'લહેણું ગણાય.'

૧૫૩ જે ખાતે દેવું પડતું હોય તે ખાતે દેવી રકમને 'બાકી દેવા આસો વદ ૦))' એવું લખીને ઉધારવાથી, તેમજ લહેણી રકમને એ રીતે શેરો મારીને જમા માંડવાથી ચાલુ ખાતું સરભર થાય છે, અને જમા ઉધાર પાસાં પૂરી લેવાથી બંધ થઇ જાય છે.

એ રીતે બંધ થયા પછી દેવી રકમને જમા બાજૂએ અને લહેણી રકમને ઉધારમાં માંડીએ એટલે ખાતે બાકી ખેંચાયલી માલૂમ પડી આવે છે. એ પ્રસંગે બાકી રકમ આગળ લખાય છે કે 'બાકી દેવા કે લહેણા. સં. નવી સાલના કાર્ત્તગ સુદ ૧. સરવાયાનું પાન અમુક.' અને નવી ખાતાવહીમાં તે રકમ ઉતારતાં સરવાયાનું પાનું નોંધાય છે. જેમકે—

**અ** પરી. શામળભાઇને ખાતે ૩ ૨ા–ાા દેવા પડે છે તે ખાતું સરભર કર્યા પછી ટાંકેલા છે.

**બ** પટેલ દેસાઈ કુબેરને ખાતે ૩૫૨ા– લહેણા રહે છે તે ખાતું સરભર કર્યા પછી બાકીમાં મૂકેલા છે. (જુઓ ખાતાવહીમાં ખાતું)

આ પ્રમાણે દેવી લહેણી રકમ રહી તે સરવાયામાં લીધી છે અને સરવાયાનું પાનું ખાતામાં ટાંકયું છે. પછી સરવાયા ઉપરથી નવા વર્ષની ખાતાવહી તૈયાર કરી છે, અને તેમાં સરવાયાનું પાનું સાંકળ્યું છે.

( જુઓ ૫૮ ની ખાતાવહી, સરવાયુ અને ૫૯ ની ખાતાવહી. )

——:૦:——

## ખાતાં માંડી વાળવા વિષે.

૧૫૪ જે ખાતાં સાલ આખરે બીજાના પેટામાં સમાવીને બંધ કરી લેવાં પડે તેને **માંડીવાળવા જોગ ખાતાં** કહે છે. પેદાશ ખરચ સંબંધે રાખેલાં ખાતાંની એ વ્યવસ્થા થાય છે.

**૧૫૫** આસામીને ખાતે બાકી હોય તે રકમ દેવી કે લહેણી ગ-ણાય, પરંતુ ધંધા સંબંધી ખાતાંમાં તો ખાતે બાકી જમા હોય તે 'નફો' અથવા 'પેદા કર્યું' કહેવાય, અને ઉધાર રહેતું હોય તે 'ખોટ,' 'ખાધ' કે 'તોટો છે' એમ કહેવાય. માટે સાલ આખરે એ બાબત તપાસ્યા પછી ખાતું માંડી વળાય.

આ નામાના માલિક શેઠ મોતીલાલ છે. તેમણે માલનો વેપાર કર્યો છે, વ્યાજુ ધંધો ચલાવ્યો છે, હુંડીઓ લખી છે ને શીકારી છે, તથા દ-લાલનું કામ પણ કરેલું છે. એ પ્રત્યેક ધંધામાં નફો નુકસાન સમજી શ-કાય તેટલા વાસ્તે દસ જાતનાં ખાતાં રાખેલાં છે. તે તપાસતાં નીચે પ્ર-માણે તારણ જડે છે.

**અ** [1]**બાજરીના વેપારમાં** રૂ પ૭ા=ાની ખરીદી હોવાથી ઉધરેલા છે, અને તેના વેચાણ પેટે રૂ ૮૧ાા– જમા આવેલા છે; આ બંને રકમોને સરખાવતાં રૂ ૨૩ાા=ાાા વધારે જમા થયા છે તે નફો છે, એમ સમજવું જોઇએ. તેથી ઉલટું હોત તો ખોટ ધારવી પડત.

આ રીતે હેમ ખરીદી ખાતામાં રૂ ૬૬ાા–ાા, રૂના વેપારમાં રૂ ૩૧ાા=, સાકર ખાતામાં રૂ પા–, કાપડ ખરીદી વકરા ખાતામાં રૂ. ૨૧ાા=ાા અને જમીન ખરીદી વકરાખાતે રૂ. ૨૬) નફો છે. (જુઓ ખાતાવહીમાં.)

**બ** હુંડી ખરીદી વકરા ખાતામાં રૂ ૨ા–ા નફો છે તે હુંડિયામણ ખાતે સમાવ્યો છે (જુઓ વ્યાખ્યા કલમ ૧૨૬ પૃષ્ટ ૬૧.)

હુંડિયામણ ખાતામાં રૂ ૮ાા=ા વધારો છે તે નફોજ કહેવાય.

**ક** વ્યાજખાતું તપાસતાં જણાય છે કે લોકોનું જમા માંડેલું તેનું વ્યાજ ભરી આપવા માટે રૂ ૭૭ાા=ાાા ઉધરેલા છે, અને ધીરેલું તેના વ્યાજમાં રૂ ૬૬ાા=ાાા ઉ-ત્પન્ન થયલા તે જમા લીધા છે. એટલે એ ધંધામાં રૂ ૨૯)– ફાયદો છે.

**હવે ખરચ ખાતું સંભાળીએ.** તેને લગતાં ત્રણ ખાતાં છે. ઈમારતખાતુ, દાગીનાખાતું, અને ખરચખાતું.

**ડ** ઈમારત ખાતે રૂ ૭૫૫) ખરચાયા છે, તેનો દાખલો હમેશ રહેવો જોઇએ એમ સમજીને તે રકમ ખાતે બાકીમાં ખેંચી છે. (જુઓ ખાતાવહી પા. ૩ જું.)

**ઢ** દાગીનામાં રૂ ૧૨૨ાા આપ્યા હતા; અને તે વેચી દેતાં રૂ. ૧૨૫) ઉપજ્યા તેથી રૂ. ૨ાા નો વધારો હતો તે ખરચ ખાતે મજરે લીધો છે.

---

૧ સાલ આખરે ખરીદી ખાતામાં માલ રહ્યો હોય તો રહેલા માલની કિમત પડતર ભાવે વકરાખાતે જમા લઇને નફો તોટો તારવવો જોઈએ. પછી નવી સાલમાં તે માલ ખરીદી ખાતે ઉધારી લેવો એટલે ખરેખરી રોકડ સિલક કાયમ રહેશે.

ફ ખરચ ખાતે રૂ ૨૧૧।।= પરચૂરણ ઉપડેલા છે, અને વાપરમાંથી ૨૬ થયલી ચીજોના રૂ. ૨૧।।=।। જમા આવેલા છે તે કાપતાં રૂ ૧૮૯।।।=।। ખરચાયલા ખુટે છે. તે પેદાશમાંથી મજરે લઇશું તો ખાતું સરભર થશે.

પેદાશ ખરચનાં ખાતાં નક્કી થાય એટલે વટાવખાતે સમાવીને માંડી વળાય. આપણે બંને જાતનાં ખાતાં નક્કી કરી ગયા. હવે વટાવ ખાતું લઇએ, અને તેની અંદર એ ખાતાં સમાવવાની તજવીજ કરીએ.

——*——

## ખાતાં માંડી વાળવાનો જમાખરચ.

૧૫૬ આ જાતનો જમાખરચ રોજમેળમાં પડે છે માટે તેને જમાખરચી મેળ કહે છે. હમેશાં આસો વદ૦)) નો તે મેળ હોય છે. તેમાં સાલ આખરે વ્યાજનો, આડતનો, ખાતે રકમ લખવામાં થયેલો ભૂલનો, અને ખાતાં માંડી વાળવાનો જમાખરચ પડે છે. ( જુઓ જમાખરચી મેળ. )

૧૫૭ ધંધા સંબંધી ખાતે નફો હોય તે ઉધારીને વટાવ ખાતે જમા લેવો જોઇએ. ખોટ હોય તો તેથી ઉલટી રીતે જમાખરચ પડે.

જેમકે બાજરી ખરીદીવકરાં ખાતે રૂ ૨૭।।=।।। નફો હતો તે ઉધારીને વટાવ ખાતે જમા લીધો છે. પેટામાં લખ્યું છે કે સાલ આખરે ખાતું માંડી વાળવા સારૂ, પછી તે રકમ ખાતે ખતવી છે. જેથી ખાતું સરભર થઈ ગયું છે. ( જુઓ આસો વદ ૦)) નો મેળ તથા ખાતાવહીમાં ખાતું. )

૧૫૮ ખરચ ખાતે માંડી વાળવાની રકમ હોય તે જમા કરીને વટાવ ખાતે ઉધારવી જોઇએ. જેમકે—

રૂ ૧૮૯।।=।। ખરચ ખાતે જમા લઇને વટાવ ખાતે ઉધાર્યા છે અને પેટામાં તેની વિગત લખી છે. (જુઓ જમાખરચી મેળ તથા ખાતું.)



## વટાવ ખાતામાંથી વાર્ષિક પેદાશ ખરચ જડે.

૧૫૯ ખાતાં માંડી વાળવાનો જમાખરચ વટાવ ખાતે આવ્યા પછી તે ખાતું નક્કી થાય છે. તેની જમા બાજૂ વાર્ષિક પેદાશને સંઘરે છે. અને ઉધાર પાસું ખરચનો ઉપાડ તથા વેપારની ખોટ બતાવે છે, તે બેનો મુકાબલો કરતાં સાલ આખરે બચાવ્યું કે વધારે ખરચ કર્યો તે સમજી શકાય છે.

વટાવ ખાતું જુઓ. તેમાં વાર્ષિક પેદાશ તરીકે રૂ ૮૨૭ ૦ જમા થયાછે, અને વાર્ષિક ખરચના તથા વટાવ પડયો તેના થઇને રૂ.૨૬૪ાા ૦ાાા ઉધરેલા છે. પેદાશમાંથી ખરચની કુલ રકમ કાપતાં રૂ ૫૬૨ાાાા તારૂણુ રહે છે માટે સાલ આખરે તે રકમ બચાવી, એમ કહેવાય.

## વટાવખાતું છેવટે માંડી વાળવું.

૧૬૦ પેદાશ ખરચનું પરિણામ જાણ્યા પછી વટાવખાતું પણ માંડી વળાય છે. તેમાં વધારો હોય તે ઉધારીને શેઠને (નામના માલેકને)ખાતે જમા થાય છે, અને ઘટ હોય તો શેઠને ખાતે ઉધારીને વટાવ ખાતે જમા લેવી પડે છે.

વટાવ ખાતું જુઓ, તેનાં જમા ઉધાર પાસાં સરખાવતાં રૂ. ૫૬૨ાાાા જમા રહે છે. તે સાલ આખરે બચાવ્યું કહેવાય. તેના માલેક શેઠ મોતીલાલ છે માટે વટાવ ખાતે ઉધારીને તેમને ખાતે એ રકમ જમા લીધી છે, અને ખાતું બંધ કર્યું છે.

( જુઓ જમાખરચી મેળ તથા ખાતાં. )



## માલ ધણી, શેઠ કે નામાના માલિકનું ખાતું.

૧૬૧ વટાવ ખાતાનો જમાખરચ સમાવ્યા પછી શેઠનું ખાતું નક્કી થાય છે. તે ખાતું માંડી વાળવા જોગ ન હોય. ખાતે બાકી ખેંચવાની રીત તેને પણ લાગુ છે.

તમે જાણ્યું છે કે નામના માલિક શેઠ મોતીલાલ ગોકળદાસ છે. તેમને ખાતે રૂ ૧૦૩૮ાાાા જમા રહે છે તે બાકીમાં ખેંચ્યા છે. (જુઓ ખાતાવહી પૃષ્ઠ ૧ )



## સરવાયું કાઢવું.

૧૬૨ આસામીવાર લહેણદેણનું ટાંચણ કરવું તેને સરવાયું કહે છે. તેના બે પ્રકાર છે. અ કાચું સરવાયું. બ પાકું સરવાયું.

૧૬૩ દરમાસે અથવા ઇચ્છા થાય ત્યારે દેવા લહેણાની સમજ પડવાને સારૂ આંકડો તારવવો તેને કાચું સરવાયું કહે છે.

( જુઓ ખાતાવહીમાં છેવટે કાચું સરવાયું. )

૧૬૪ સાલ આખરે અથવા દુકાન બંધ કરીએ ત્યારે ખાતાદારને ખાતે વ્યાજ, વટાવ કે આડતની રકમો ચડાવીને ખરેખરૂં ટાંચણુ બનાવવું, તેને પાકું સરવાયું કહે છે. (જુઓ ખાતાવહીમાં પૃષ્ઠ ૧૪ મે પાકું સરવાયું.)

## સરવાયું બનાવવાની રીત.

૧૬૫ 'અમુક સાલનું કે અમુક માસનું સરવાયું' એવું લખીને જમા ઉધાર દોરવા, અને તેની શરૂઆતે શ્રીપુરાંત બાકી હોય તે લખવી. પછી ખાતાવહી સામે મુકવી, તેમાંથી દેવી રકમ હોય તે સરવાયામાં જમા કરતાં લખવું કે રૂ. આટલા અમુકને ખાતે જમા. ખાતાવહી પાન આટલે. તેજ રીતે લહેણી રકમ ઉધારીને છેવટે શ્રી જણસે લખવી.

પછી જમાનો સરવાળો જમામાં ટાંકવો અને ઉધારનો ઉધારમાં લખવો. જો તે બંને સરવાળા સમાન આવે તો સરવાયું ખરૂં છે એમ માનવું.

( જુઓ ખાતાવહીમાં નીચે નમુનો. )

---

## નામું લખવાના અનુકુળ ચોપડા.

૧૬૬ દરેક માણસ નામું રાખી શકે અને તેને સારૂ અનુકુળતા પ્રમાણે ચોપડા પણ હોય. કનિષ્ઠ વર્ગના લોકો અગર સુથારાદિ માણસો બેઠી ખાતાવહી કે ઠામ ખાતાવહી નામે એકજ ચોપડો રાખે છે, અને તેમાં દેવી કે લહેણી રકમ પુરતો દાખલો ટાંકે છે. ( જુઓ નમુનો. )

કેટલાક ઘર ધણી રોજમેળ કે બેઠો મેળ અને ખાતાવહી નામે બે ચોપડામાં નામું લખે છે. ( જુઓ નમુના. )

સાધારણ નાણાવટી, કે વેપારી રોજમેળ, ખાતાવહી અને વ્યાજવહી નામે ત્રણ ચોપડાવડે વ્યવહાર નભાવે છે, (જુઓ નમુના.)

કેટલાક નાણાવટી, સરાફ કે વેપારી રોજમેળ, આંકડાવહી, આવરો, ખાતાવહી અને વ્યાજવહી નામે પાંચ ચોપડા રાખે છે.

ઘણા મોટા સરાફ કે વેપારીઓ રોકડમેળ, નોંધવહી કે ભરતિયાવહી, આંકડાવહી, આવરો, ખાતાવહી, વ્યાજવહી અને સરવાયું નામે સાત ચોપડા રાખે છે. શરાફને ત્યાં જમા ખરચી રકમને સારૂ નોંધવહી હોય અને વેપારીને ત્યાં ભરતિયાવહી હોય; અને બંને જાતનો વેપાર હોય તેમને ત્યાં બંને જાતના ચોપડા હોય; એટલે આઠ ચોપડા હોય, તેનાં નામ તથા વ્યાખ્યા.

क રોકડમેળ—રોજની રોકડી રકમનું નામું લખવાનો ચોપડો.

ख નોંધવહી—સરાફોને રોજની જમા ખરચી રકમોનું નામું લખવાનો ચોપડો.

ગ **ભરતિયાવહી**—વેપારીઓને જમાં ખરચી રકમોનું નામું લખવાનો ચોપડો.

ઘ **આંકડાવહી**—રોકડમેળ, નોંધવહી અને ભરતિયાવહી ઉપરથી ખાતાં ખતવેલો ચોપડો. એને કાચી ખાતાવહી કે શોધાવહી પણ કહે છે.

ङ **આવરો**—રોકડમેળ, નોંધ અને ભરતિયાવહી ઉપરથી માસિક જમાખરચ (નામું) લખેલો ચોપડો. એને પાકામેળ, કે માસિકમેળ પણ કહે છે.

ચ **ખાતાવહી**—આવરા ઉપરથી ખાતાં ખતવેલો ચોપડો એને પાકી ખાતાવહી પણ કહે છે.

છ **વ્યાજવહી**—ખાતાની રકમો ઉપરથી વ્યાજ ગણવાનો ચોપડો. તેમાં ટિકેટ ચોડાવી ખાતાદારના હાથ દસ્કતવડે ખાતે બાકી મૂકાય છે.

જ **સરવાયુ**—દેવા લહેણાની તારીજનો ચોપડો. (બે, ત્રણ કે પાંચ ચોપડે નામું રાખનારા ખાતાવહીમાં સરવાયું નોંધે છે.)



## કેટલાક ચોપડાના તફાવત વિષે ખુલાસો.

**રોકડ મેળ**—દર તારીખનો હોય. તારીખ મથાળે લખાય; પણ તેમાં કેવળ રોકડી રકમનો જમા ખરચ આવે. (જુઓ ચોપડાના નમુનામાં)

**રોજમેળ**—દરરોજનો હોય. મીતિ (તારીખ) મથાળે લખાય; પણ તેમાં રોકડી તથા જમા ખરચી રકમનું નામું લખાય. (જુઓ મનોયત્નના મેળ.)

**બેઠોમેળ**—દર માસનો કે અમુક મુદતનો હોય. તે મુદત મથાળે લખાય. તેમાં **બંને જાતની રકમોનું નામું** મંડાય. એમાંથી દર રોજની **સિલક માલુમ પડે નહી.** હરકોઇ ખાતે જમા ઉધાર થયું તે કઇ તીથિનું છે તેની સમજ પડવાને સારૂ, **ખાતે જમા કે ઉધાર શબ્દને જોડીને મીતિ લખવી જોઈએ.** પછી પેઠું પડે અને રકમનો આંકડો તથા વિગત નોંધાય. જેટલી વાર **લેવડ દેવડ હોય** તેટલી વાર **ફરી ફરીને ખાતે** જમા ઉધાર પડે. (જુઓ અસાડનો મેળ.)

**આવરો**—હરકોઇ **મેળની નકલ** છે. તે દર મહિને અથવા અમુક મુદતે લખાય છે. તે મુદત મથાળું જોવાથી જણાય છે. આવરામાં ખાતે જમા કે ઉધાર લખતી વખતે ખાતે જમાં કે ઉધાર શબ્દ જોડયા પછી **માસનું નામ** લખાય છે. અને પેઠામાં રકમના આંકડા સાથે

ચોપડાનું પાનું, અને મીતિ ટાંકી લીધા કેડે વિગત લખાય છે; અને એકજ વખત ખાતે જમા કે ઉધાર લખીને તેના પેટામાં આખા માસનો તારીખ વાર જમા ખરચ ઉતારવામાં આવે છે. એજ પ્રમાણે એક ખાતે પુરૂ થાય ત્યારે બીજે ખાતે જમા ઉધાર લખાય છે. માસની શરૂઆતે અને અંતે કેટલી સિલિક હતી તે આવરા ઉપરથી સમજાય છે. તથા ખાતાદારને ખાતે આખા માસમાં કેટલું જમા ઉધાર થયું તે એક જગો ઉપર માલુમ પડે છે. (જુઓ અસાડના મેળની ટીપ તથા નમુનામાં.)



## મોંના પ્રશ્નો.

(૧) ખાતાવહી, ખાતું પાડવું, ખાતું ખતવવું; ફાંટું મારવું, ખાતું બંધ કરવું એટલે શું? (૨) ખાતાવહીની જરૂર શી છે? (૩) રોજમેળ ગુમ થયો હોય તો ખાતાવહી ઉપરથી તૈયાર થાય? (૪) સાલ આખરે ખાતાં સંબંધી શી શી તજવીજ થવી જોઈએ? (૫) ખાતું સરભર થયું કોને કહે છે? (૬) ખાતે દેવું કે લહેણું છે તે શી રીતે સમજો? (૭) ખાતે બાકી મૂકવાની રીત દાખલો લખી સમજાવશો? (૮) ખાતાં માંડી વાળવાં તે શું? કયાં ખાતાં માંડી વળાય? (૯) પેદાશ ખરચના ખાતાં તે ખરી આસામીનાં છે કે શું? પેદાશ ખરચનાં ખાતે બાકી જમા કે ઉધાર હોય તે દેવું લહેણું ગણાય કે નહિ? (૧૦) તમારે ઘેર ખરચને લગતાં કયાં કયાં ખાતા છે? (૧૧) તમારા પિતાજીની આવક કયા કયા ખાતે જમા થાય છે? (૧૨) પેદાશ ખરચનાં ખાતાં ભેગાં થાય એવું ખાતું કયું? (૧૩) વાર્ષિક પેદાશ કે ખરચ જાણવાં હોય તો કયા ખાતાથી સમજાય? (૧૪) ખાતું માંડી વાળવાની રીત કહો? (૧૫) વટાવ ખાતું શી રીતે માંડી વળાય. (૧૬) નામાના માલિક અગર શેઠનું ખાતું માંડી વળાય કે નહિ? (૧૭) જમા ખરચાં મેળ એટલે શું અને તેમાં શા... જમા ખરચ પડે? (૧૮) સરવાયું કોને કહે છે? (૧૯) કાચા પાકા સરવાયામાં ફેર છે? (૨૦) ખાતે બાકી ખેંચવી હોય તેનો જમા ખરચ રોજમેળમાં આવે છે કે નહિ તે કારણ સાથે સમજાવો.? (૨૧) વેપારીના આઠ ચોપડા અને તેની વ્યાખ્યા આપો. (૨૨) પાંચ ચોપડે નામું રાખવાના ચોપડા કયા છે?



## મનોયત્ન ૧૩ મું—પરચુરણ.

(૧) જેઠ સુદ ૨ નો મેળ દોરો. કોથળીમાં રૂ૩૧૯॥= છે.

(૨) ૩ મણ ૨૪ દા. પા ના ભાવથી પરી. દેવજીભાઇ કાશીદાસને આપીને ૧૬॥ મણ સાકર ખરીદી. આ માલ વખારે લાવતાં ૦)≡ ખરાજાત લાગી.

(૩) દેશાઇ નાથજી ભોગીલાલની ચિઠી આવી તેથી વહોરા હાજી ગાજીને માલ આપ્યો તેની વિગત.—

સોનુ તોલો ૧ દા. ૨૪), સાકર મણ ૪ દા. ૮ાા, ૩ મણ ાા દા. પાા.

(૪) દુકાનમાંથી રૂ. ૨)ની સાકર ઘેર મોકલી, અને ૫, તોલા સોનું લઇ દોરો કરાવ્યો, ભાવ ૨૩ાાા ગણવો. સોની દલસુખ મગનને તોલે બાર આના પ્રમાણે મજુરી આપી.

(૫) નોટો ૪ દરેક રૂ. ૨૫) પચીસની દર રૂ. ૯૯ાા= થી રાખી.

(૬) ઘાંચી જીવા કાલુને ખાતે રૂ. ૧૯) લહેણા હતા, તેને બદલે નવું ખાતું રૂ.૫૧) નું કર્યું. વ્યાજ રામ ૧૨ લેખે. મંડામણી રૂ.૩) લીધા.

(૭) પટેલ દેશાઇ કુબેર સાથે ૧૫ મણ ઘી દા. ૧૦) ના ભાવથી જેઠ વદ ૦)) ને વાયદે લેવાનો કબાલો કરી, તેના બાનામાં રૂ.૩૫) આપ્યા.

(૮) હુંડી ૧ રૂ.૪૨૫) ની અમદાવાદના માધુભાઈ રણછોડભાઇ ઉપર લખી મુંબાઇથી શેઠ દીનશાજી દાવર, રાખ્યા ઇચ્છારામ હરજીવનદાસ, તેમની પાસેથી દર ૯૯ાાા ના ભાવે વેચાણ રાખી. તેના અવેજમાં ૧૦ તોલા સોનું દા. ૨૪ થી આપતાં ખુટતા રૂપીઆ રોકડા આપ્યા.

(૯) મેડી જડવાને સારૂ પાટિયાં લીધાં તેના સુથાર હીરજી દેવજીને રૂ.૧૧) આપ્યા. (જુઓ જેઠ સુદ ૨ નો મેળ.)

---

## મનોયત્ન ૧૪ મું બેઠો મેળ.

(૧) અસાડ માસનો બેઠો મેળ દોરો. પાછલી સિલક રૂ ૫૭)- છે.

(૨) હુંડી ૧ રૂ. ૪૨૫) ની દા. ૦)= ઉપરના ભાવે પરી. દેવજી કાશીદાસને વેચાણ આપી, તેમાંથી રૂ. ૯૧)–ા રાખી બાકીના ચોકસી લલ્લુ લખમીદાસને ત્યાં ભરાવ્યા. સુદ ૨.

(૩) અમદાવાદના આડતિયા પટેલ, મોતીલાલ શામળભાઈના લખવાથી અમે તેમના ઉપર રૂ. ૩૦૦) ની મુંબાઇના પરી. શામળભાઈ નથ્થુભાઇ ઉપરની મુદતવાર બોમની હુંડી લખી મોકલી. હુંડિયામણ ાાા= ગણ્યું, સુદ ૨, પાકો સુદ ૬.

(૪) પટેલ દેશાઈ કુબેર સાથે જેઠ વદી ૦)) ના વાયદે ઘી મણ. ૧૫ દા. ૧૦ ના ભાવે સહી કર્યું હતું, તે કબાલાની મુદત પુરી થઇ અને ઘી આપી શકયા નહિ; માટે દર મણે રૂ. ૧ા નફો લેવાનો ઠરાવ્યો, તે ખાતે ચડાવો સુદ ૨.

(૫) ઘાંચી જીવા કાલુ પાસે રૂ. ૫૧) અંગઉધાર છે, ને વ્યાજ રૂ૦ા=ાાા વધે છે. તે ખાતું ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને રૂ. ૪૯) થી વેચાણ આપી રકમ તેમને ખાતે લહેણી રાખી. સુદ ૫.

(૬) શાહ. હીરાચંદ ઝવેરને ત્યાંથી પાઘડી રૂ. ૧૫) માં ઘરને સારૂ લાવ્યા. તેના અવેજમાં રૂ. ૫) રોકડા આપ્યા. અને રૂ. ૪) પટેલ નારણ રેવાભાઇને તથા રૂ. ૬) કંસારા અમથા ટોકરને કહેવરાવ્યા સુદ ૧૩.

(૭) મુંબાઈના પરી. શામળભાઇ નથ્થુભાઇ મારફત કાપડ મંગાવ્યું તે તેમણે વદ ૧૦ મે ખરીદીને ચડાવ્યું. પેંઠની પાઘડીઓ ૨૫ દા. ૧૦). વગતરના સેંકડે ૩ાા ટકા બાદ છે. બંધનને સારૂ રૂ ૦ાા ખરચેલો તે તથા આડતના ટકા ૨ાા ચડયા છે. માલ રેલ્વે પરથી લાવતાં આપણે હાથે રૂ ૦ાા= નુરમાં, વૈતરાને ૦)=, અને દર નંગે ત્રણ પાઇ જકાતની ખરચ થઇ.

શામળભાઇને તે માલના અવેજ પેટે હિસાબ ચુકતેની તેમના પોતાના ઉપરની તુર્ત મુદ્દતની ચોકસી લલ્લુ લખમીદાસને ત્યાંથી સરભર લેખે રોકડેથી હુંડી લખાવીને બીડી વદ ૧૨.

(૮) સાકર મણ ૧૦ પડતર કિમત રૂ. ૮) છે 'તે ઉપર દર મણે બે આના નફો લઇ વેચી વદ ૧૩.

(૯) સાકર મણ ૨ાા દા. ૮ાાના ભાવે દેસાઇ નાથજી ભોગીલાલને રોકડેથી આપી. સાંજે માલ પાછો આવ્યો અને રૂપિયા લઈ ગયા નહિ વદ ૧૪. ( જુઓ અસાડનો મેળ. )

---:o:---

## મનોયત્ન ૧૫ મું. [ તીથિવાર મેળ દોરો. ]

(૧) ભાદરવા માસનો તીથિવાર મેળ દોરો. ગયા મેળની બાકી નથી.

(૧) સોનું તોલા ૪ દા૦ ૨૪ થી પરી. દેવજીભાઇ કાશીદાસ લઇ ગયા અને રૂ ૪૫ ) ભરતા ગયા સુદ ૮.

(૨) કંસારા અમથા ટોકરને ત્યાંથી પીતળનો ગોળો શેર ૧૨ાા નો દા. ૦ાા~ અને ત્રાંબાનો દાબડો શેર ૨ાા દા૦ રૂ ૦ાા પ્રમાણે લીધો. તેમાં રૂ. ૨) રોકડા આપી, બાકીની રકમ લહેણામાં જમા કરી સુદ ૮.

(૩) નેનસુખના તાકા ૧૫ દા. રૂ ૪ લેખે પરી. મોતીલાલ શામળભાઇને ત્યાંથી રાખ્યા. તે પેટે રૂ૦ ૪૧ ) આપ્યા છે. તાકાની ઉંચકામણ પંદર પાઇ પડી સુદ ૮.

(૪) પેંઠની પાઘડીઓ ૨૫ દરેક રૂ૦ ૧૦ ) ની હતી. તે દર નંગે રૂ ૦ાા નફાનો ખાઇ સટબંધ ગાંધી મોહનલાલ અમૃતલાલને રોકડેથી આપી. સુદ ૮.

(૫) નેનસુખનો તાકો ૧ રૂ ૪ા થી શાહ હીરાચંદ ઝવેરને ઉધારે આપ્યો અને તાકા ૧૪ દર તાકે પાંચ આના નફો ચડાવી વેચ્યા; પડતર કિમત રૂ ૪ ) ગણવી સુદ ૧૫.

(૬) સોનું તોલો ૧ દા૦ ૨૪ લેખે પરી. દેવજી કાશીદાસને નામે લખીને આપેલું હતું તે પાછું આવ્યું. રૂ. ૧૯ ) પરી. મોતીલાલ શામળભાઇના દેવા હતા તે આપી દીધા સુદ ૧૫.

(૭) સેખ ડોસુ કાલુને ખાતે રૂ. ૧૦૦ ) ના રૂ ૧૦૩ ) થાય છે તે પેટે ખેતર નામે વડવાળુ રૂ ૯૧ ) માં રાખ્યું, ગાડી રૂ ૧૦ ) માં રાખી, અને બાકીની રકમ છુટ મુકી ખાતું બંધ કર્યું સુદ ૧૫.

(૮) શાહ હીરાચંદ ઝવેરને રૂ. ૧૦૦ ) માંથી હુંડી લેવી છે. ટકાં લેખે હુંડિયામણ કાપી મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇ ઉપરની તુર્ત મુદતની હુંડી લખી આપી. ( વેપાર ઉધારે ) સુદ ૧૫. પાછી વદ ૧.

(૯) સોનું તોલા ૯ દા૦ ૨૫ ના ભાવે રોકડેથી વેચ્યું સુદ ૧૫.

(૧૦) બહેન રૂક્ષ્મણીના કંકણ માટે સોનું તોલા ૩ાા દા૦ ૨૦ ) થી રાખ્યું. તેમાં સેંકડે બાર આના વળતર મળ્યું, તે જમા કરી બતાવવું વદ ૧૨.

(૧૧) ઘરમાંનો દોરો રૂ ૧૨૫ ) થી ઉચક આપ્યો. ખેતર રૂ ૧૧૭ ) માં ડાકરડા ગમીરજી હમીરજીને આપ્યું વદ ૧૨.

(૧૨) સાકર ૨ા મણ દા. ૯ ) ના ભાવે પટેલ દેશાઇ કુબેર લઈ ગયો. તે પેટે રૂ.૮ ) રોકડાને રૂ.૨ ) નું ઘી શેર ૬ાા આપી ગયો તથા બાકીની રકમ બાબત ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ત્યાં હવાલો આપ્યો વદ ૧૨

(૧૩) હુંડી રૂ. ૧૫૧)ની મુંબાઇના પરી. હરિવલભ મુળચંદ ઉપરની દિન ૧ વળતાની પરી. ઝવેરચંદ લખમીચંદને ત્યાંથી દા૦ ૦ાાઽ પ્રમાણે લખાવી. એ હુંડી પરી. દેવજી કાશીદાસને નામે લખીને બે આના નફાથી આપી વદ ૧૨.

(૧૪) શાહ. હીરાચંદ ઝવેરચંદ રૂ. ૧૦૪ાા ભરી ગયા.

રૂ. ૧૭૫ાઽ ભરીને દા૦ ૦ાા પ્રમાણે હુંડિયામણની રકમ કપાવીને ઝવેરી. માણેકલાલ હરગોવનદાસને ત્યાંથી હુંડી લીધી. તેમણે ભરૂચના નાણાવટી હીરાલાલ ડાહ્યાભાઇ ઉપર તુર્ત મુદતની લખી આપી. તે આપણે પરી. શામળભાઈ નથ્થુભાઇને મુંબાઇ બીડી. વદ ૧૨

( જુઓ બાદરવા માસનો મેળ. )



## મનોયત્ન ૧૬ મું.

નીચેની હકીકત ઉપરથી આસો વદ .)) નો જમાખરચી મેળ તૈયાર કરશો.

(૧) સિલક રૂ ૩૮૨ાા ૦ાાા છે.

(૨) ૫૮ ની સાલના રોજમેળની ખાતાવહી તૈયાર કરો.

(૩) મુંબાઇના શામળભાઇને ખાતે હુંડીઓની આડતના રૂ. ૦ાાા જમા લેવાનો છે, અને અમદાવાદના પટેલ મોતીભાઇ શામળભાઇને ખાતે ૨૦)≡ ઉધારવાના છે. તેનો જમાખરચ રીતસર નાખો.

(૪) ચોકસી લલ્લુ લખમીદાસ, પરી. દેવજી કાશીદાસ અને દેસાઇ નાથજી ભોગીલાલના ખાતાનું વ્યાજ ગણો, કસરને સારૂ પંચોતરી કાપો અને ખાતે ચડાવો.

કંસારા અમથા ટોકર અને પટેલ નારણુ રેવાભાઇને ખાતે દિન ૦ાાા લેખે કાપીને વ્યાજ ચડાવો.

પરી. શામળદાસ નથ્થુભાઇ અને પટેલ મોતીલાલ શામળભાઇના ખાતાનું વારોવારીઉં વ્યાજ ગણો.

ત્રવાડી દલસુખ જેઠા અને કોઠારી હરજી કેવળના ખાતે વ્યાજ ગણીને રૂપીએ દોકડા લેખે કસર કાપો. પટેલ દેસાઇ કુબેરને ખાતે વ્યાજ ચડાવો. છુટ આપવાની નથી. ( જુઓ વ્યાજવહી તથા જમાખરચી મેળ. )

(૫) ધંધા સંબંધી ખાતાં અને ખરચને લગતાં ખાતાં નક્કી કરો અને વટાવ ખાતે સમાવો. ( જુઓ જમાખરચી મેળ. )

(૬) વટાવ ખાતુ નક્કી કરો અને તેમાંની વધઘટ શેઠને ખાતે ચડાવો. (જુઓ જમાખરચી મેળ.)

(૭) આસામીઓને ખાતે બાકી હોય તે નક્કી કરો અને ખાતે બાકી ખેંચી સરવાયુ તૈયાર કરો. તથા ૫૯ ની સાલની ખાતાવહી દોરો. ( જુઓ ખાતાવહી, પાકુ સરવાયું અને નવી ખાતાવહી ).

(૮) ૫૮ ની સાલની વાર્ષિક પેદાશ કેટલી છે, અને ઘર ખરચ કેટલો છે. સાલ આખરે બચત છે તો કેટલી ? ( જુઓ ખાતાવહી વટાવ ખાતું અને ખરચ ખાતું.)

(૯) ખરચખાતું, ખરીદખાતું, વટાવખાતું, વ્યાજખાતું અને વકરાખાતું એટલે શું ? ( જુઓ વ્યાખ્યાઓ )

(૧૦) રોજમેળ અને રોકડમેળ. નોંધવહી અને ભરતિયાવહી, બેઠો મેળ અને રોજમેળ. બેઠો મેળ અને આવરો તથા આંકડાવહી અને ખાતાવહીનો તફાવત કહો ? ( જુઓ વ્યાખ્યાઓ તથા ચોપડાના તફાવત )

## મનોયત્નના જવાબ—

### રોજ મેળ.

શ્રી ગણેશાયનમઃ

સુરત મહિધરપુરા વાણિયા શેરીમાં રહેનાર
શેઠ મોતીલાલ ગોકળદાસનો રોજમેળ,
સંવત ૧૯૫૭ ની સાલનો.

(મનો૦ ૧ લા ઉપર મેળ.)

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના કાર્ત્તગ સુદ ૧ ને વાર મંગળ તા. ૧૨ નવેંબર ૧૯૦૧ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૩૦૧) શેઠ મોતીલાલ ગોકળદાસને | ૧॥।— શ્રી ખરચ ખાતે ઉધાર. |
| * \| ખાતે જમા. | \| ૦)—। સબરસ શેર ૧। |
| ૩૦૧) રોકડા ઘરમાં | ૦)—। શ્રીફળ ૧ |
| † પા. ૧૦ | ૦)=। પાન સો. |
| ૩૦૧ | ૦।—। મંદિરમાં ભેટ. |
| | ૧) શીખંડ શેર પા। |
| | ૦)≡ મેવો પરચુરણ. |
| | ૧॥।— પા. ૨ |
| | ૧॥।— |
| | ૨૯૯)≡ શ્રી જણુસે રોકડા. |
| | ૩૦૧) |

સૂચના—આ મેળ રોકડ મેળ પણ કહેવાય—તેમાં રોકડી રકમનો જમા ખરચ હોય.

કાર્ત્તગ માસના ત્રણ મેળ છે તેને વેપારીની રીતે રોકડમેળ તથા નોંધ વહીમાં ગોઠવ્યા છે અને તે પરથી આવરો કર્યો છે. (જુઓ આઠ ચોપડે નામું રાખવાના નમુના.)

* ફાંદુ માર્યું છે. તે રકમ ખતવાયાની નિશાની બતાવે છે.
† ખાતાવહીનું પાનું સમજવું.

## રોજમેળ પા. ૨

## ( મનો૦ ૨ જા પરથી મેળ. )

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના કાર્ત્તિગ સુદ ૧૫ ને વાર સોમ તા. ૨૫-૧૧-૦૧.

જ

૨૯૯)≈ શ્રી પુરાંત બાકી.
૧૦)= પટેલ દેસાઈ કુબેરને
| ખાતે જમા.
૨ ) ઘી શેર ૬॥
૮ )=બાજરી મણુ ૫ દા.૧॥=
૧૦ )= શ્રી ખરચ ખાતે ઉધા
રીને તમારે ખાતે જમા. પા. ૨
૧ ) ઘાંચી જીવા કાલુને ખાતે જમા.
| ૧ ) શ્રી ખરચ ખાતે ઉધાર
બાબતે તેલનો, પા. ૩
૬॥=॥ શ્રી ખરચ ખાતે જમા.
| ૦)≈ જુના થેલાના ગાભા
વેચ્યા શેર ૬.
૦॥=॥ રદ્દી કાગળો વેચ્યા
શેર ૧૦ દર ૦)૦॥
૪ ) ઘઉંના પટેલ દેસાઇ
ને ખાતે ઉધાર.
૨ ) ઘઉં રોકડેથીઆપ્યા.
૬॥=॥ પા. ૨
૧૬ ) દવે લલ્લુભાઇ હરિશંક-
| રને ખાતે.
૧૬ ) ઘઊં મણુ ૮ દા.
૨ ) શ્રી ખરચ ખાતે
ઉધાર. પા. ૪
૩૩॥૦॥
૩૩૨॥≈॥

ઉ

૨૮॥– શ્રી ખરચ ખાતે ઉધાર,
| ૦≈ ફટાકાની પેટીઓ.
૧ ) રંગ પાઘડીને
૧૦)= પટેલ દેસાઇને ખાતે
જમા ઘી તથા બાજરીના.
૧ ) તેલ ઘાંચી જીવાને
ખાતે જમા.
૧૬ ) ઘઉ મણુ ૮ દા. ૨)
દવે લલ્લુને ખાતે જમા.
૨૮॥– પા. ૨
૪ ) પટેલ દેસાઈ કુબેરને ખાતે
| ઉધાર.
૪ ) ઘઉં મણુ ૨ દા. ૨ )
લેખે દવેને ત્યાંથી લાવેલા
તેમાંથી તમને આપ્યા. પા. ૨
૩૨॥–
૩૦૦॥=॥ શ્રી જણુસે.
૩૦૦) રોકડા.
૦॥=॥ છુટા.
૩૦૦॥=॥
૩૩૨॥≈॥

☞ આ ઉપરથી રોકડમેળ કર્યોછે. ( જુઓ આઠ ચોપડે નામું રાખવાના નમુનામાં )



## રોજમેળ પા. ૩

## ( મનોયત્ન ૩ જા પરથી મેળ. )

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના કાર્તિગ વદ ૦)) ને વાર ભોમ તા. ૧૦-૧૨-૦૧ નો મેળ ( રોકડ મેળ )

| જ | ઉ |
|---|---|
| ૩૦૦।ાાશ્રીપુરાંત બાકી | ૧) ઘાંચી જીવા કાલુને ખાતે ઉધાર |
| ૨૫) પરી. દેવજી કાશીદાસને ખાતે જમા. | ૧) રોકડો. હા. પોતે ગાંધી પ્રાણજીવનને ત્યાંથી ખાંડ લીધી તેમાં આપ્યો પા. ૩ |
| ૨૫) રોકડા ગુ. મોહન મારફતે મગાવ્યાછે. પા. ૫ | ૫) પટેલ દેસાઇ કુબેરને ખાતે ઉધાર |
| ૨) પટેલ દેસાઇ કુબેરને ખાતે જમા | ૫) રોકડા હા. પોતે લઇ ગયા પા. ૨ |
| ૨) રોકડા.હા.પટેલ લલ્લુ રામભાઈ ભરી ગયા. પા. ૨ | ૩।ાાા પરી. દેવજી કાશીદાસને ખાતે |
| ૪) દવે લલ્લુ હરિશંકરને ખાતે જમા. | ૩।ાાા રોકડા.હા.ઠાકર ભજગોવિંદ પાનાચંદ લઇ ગયાછે. પા. ૫ |
| ૪) રોકડા.શાહ નાગર કિશોરને ત્યાંથી તમે અપાવ્યા છે .પા. ૪ | ૮) શ્રી ખરચખાતે ઉધાર |
| ૫) શાહ હીરાચંદ ઝવેરને ખાતે | ૮) ધોતી જોટા ૧ લીધો. |
| ૮) ધોતી જોટા ૧ ના | ૮) પા. ૨ |
| ૩) રોકડા આપ્યા તે બાદ. | ૧૭।ાાા |
| ૫) નફો. પા. ૩ | ૩૧૯) શ્રી જણસે |
| ૩૬) | ૩૧૯) રોકડા. |
| ૩૩૬।ાાા | ૩૩૬।ાાા |

રોજમેળ પા. ૪

(મનોયત્ન ૪ થા પરથી મેળ.)

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના માગશર સુદ ૭ ને વાર બુધ તા. ૧૮-૧૨-૦૧

જ

૩૧૯) શ્રી પુરાંત બાકી.
૬૬) પરી દેવજીભાઇ કાશીદાસને
| ખાતે જમા.
૧૫) હવે લલ્લુ હરિશંકરને.
૫૧) કંસારા અમથા ટોકરને

૬૬) આસામી બેને ખાતે
ઉધારીને તમારે ખાતે જમા.
પા. ૫
૩) ઘાંચી જીવા કાલુને ખાતે
જમા.
૧) પરી દેવજીભાઇને કહેવ-
રાવ્યો માટે તેમને ખાતે
ઉધાર.
૨) દીવેલ. ખરચખાતે ઉધાર

૩) પા. ૩
૮॥= શાહ હીરાચંદ ઝવેરને ખાતે
| ૫) કબુલતના.
૩॥= કાપડના,
૮॥= પટેલ દેસાઇનેખાતે
ઉધારીને તમારા ખાતે જમા.
પા. ૩

૭૭॥=
૩૯૬॥=

ઉ

૨૦) હવે લલ્લુ હરિશંકરને ખાતે.
| ૫) રોકડા બાબતે પરી.દેવજી-
ભાઇને ત્યાં ભર્યા.
૧૫) રોકડા પરી દેવજીભાઇને
ત્યાંથી અપાવ્યા.

૨૦) પા. ૪
૧) પરી. દેવજી કાશીદાસને ખાતે ઉધાર
| ૧) કબુલાતનો. ઘાંચી જીવા
કાલુની વતી. તે તેને ખાતે
જમા લઇને. પા. ૫
૫૧) કંસારા અમથા ટોકરને ખાતે
| ૫૧) રોકડા તમને અપાવ્યા છે.
હા. પરી દેવજીભાઇને ખા-
તે જમા. પા. ૫.
૨) શ્રી ખરચ ખાતે ઉધાર.
| ૨) દીવેલ શેર ૧૧. પા. ૨
૮॥= પટેલ દેસાઇ કુબેરને ખાતે
| ૮॥= શાહ હીરાચંદ ઝવેરને
ખાતે જમા. બાબતે
કબુલત તથા કાપડના.
પા. ૨

૮૨॥=
૩૧૪) શ્રી જણુસે
૩૧૨) રોકડા. ૨) છુટા.
૩૯૬॥=

ટીપ— દરેક મેળ ઉપરથી રોકડ મેળ થઈ શકે, કોઈ કોઈ વાર તે લખી મંગાવવો.

## રોજમેળ પા. ૫

## ( મનો૦ ૫ મા પરથી મેળ )

શ્રી.

**સંવત ૧૯૫૮ માગશર વદ ૧ ને વાર ગુરૂ તા. ૨૬-૧૨-૦૧ નો મેળ**

( રોકડ મેળ )

જ

૩૧૪) શ્રી પુરાંત બાકી.
૯।– શ્રી વટાવ ખાતે જમા.
૫) રોકડા, મામાને ત્યાંથી વધાઇમાં મળ્યા.
૧) રોકડો બજારમાંથી જડયો.
૦॥ દલાલી પટેલ માધવજીને કંઠી અપાવી તેની
૦।=વટાવ. ઘસાયલા રૂ ૬ ) રાખ્યા તે ઉપર દા. ૦)–
૧॥=દલાલી પરી. દેવજીને. ખા. ઉ.
૦।– વટાવ રૂ ૧૦) ના ૬૬ લેખે પૈસા રાખી ૬૪ થી વેચ્યા.
૦॥ નફો પાઘડી તથા છોકડી ૭॥ થી રાખીને ૨૮) થી વેચ્યાં તેમાં.

૯।–
પા. ૬

૯।–

૩૨૩।–

ઉ

૨) શ્રી ખરચખાતે ઉધાર.
૧) ધોરાજી પાંજરા પોળ લોટરીનો નં. ૩૩૪ રાખ્યો.
૧) ગીરનારજીનો નં. ૨૦૩૦૫ રાખ્યો તેનો.

૨) પા. ૨

૫)=॥ શ્રી વટાવ ખાતે ઉધાર.
૫) ખોટ ગઇ ગલુબંધ રૂ. ૫૦) થી રાખીને ૩૪૫ માં વેચ્યો.
૦)=॥વટાવ રૂ૫) ઉપર દા. ૦)॥

૫)=॥ પા. ૭

૨૪॥–॥પરી. દેવજી કાશીદાસને ખાતે
૧॥= દલાલી ચાંદીની.
૨૩॥=રોકડા. હા. પોતાને
૭ —
૦)=॥ વટાવ રૂ ૫) બદલાના.

૨૪॥–॥ પા. ૫

૩૨)

૨૯૧।– શ્રી જણસે.

૩૨૩।–

## રોજમેળ પા. ૬
## ( મનો૦ ૬ પરથી મેળ )

શ્રી

સંવત્ ૧૯૫૮ ના માગશર વદ ૧૨ ને વાર સોમ તા. ૬ જાનેવારી ૧૯૦૨ નો મેળ ( રોકડ મેળ )

જ

૨૯૧ા~શ્રી પુરાંત બાકી.
૫૦૫)~શ્રી વટાવ ખાતે જમા.
૨) રોકડા સાસરેથી મળ્યા.
ાાાવટાવ રૂ ૭ )નો દા.૦)~
૪૯૫)રોકડા. ઇનામના ગીરનારથી આવ્યા.રૂ૫૦૦)માંથી રૂ ૫) ફીના કાપતાં
૨ાા~દલાલીના પરી. દેવજીને ખાતે ઉધાર.
૫) નફો. બાજરી કળશી ૫ ) દર કળશીએ રૂ૧ લેખે.
૫૦૫)~ પા. ૬
દાા~ દવે લલ્લુ હરિશંકરને ખાતે.
| ૭) રોકડા ભરી ગયા.
૦ાા ૩૭) બદલાના હાવાથી વટાવ કાપ્યો.
દાા~ નક્કી પા. ૪
૧૨ાા ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને
| ખાતે જમા.
૨૦૦)ચાંદી તોલા ૨૦૦ દર રૂ૧
૧૮૭ાા ચાદી તોલા ૨૦૦ દર ૦ાાા ના ભાવથી ખં ડો
૧૨ાા બાકી દેવાછે. પા. ૯,
૫૨૪)~
૮૧૫ા~

ઉ

૨ાા~શ્રી ખરચ ખાતે ઉધાર.
| ૦ાા રોકડો પડી ગયો.
૨) જમાઇને આપ્યા.
૦)~બાજરૂ માટે અરજી લખાવી તેમાં આપ્યા.
૨ાા~ પા. ૨
૨ાા~પરી.દેવજી કાશીદાસને ખાતે
| ઉધાર.
૨ાા~દલાલી. દર રૂપીએ દોકડા લેખે. વહોરા આદમજીને કાપડ અપાવ્યું. તે બાબતની તમારે ત્યાં જમા રહીછે.પા.૫
૧૨ાાા શ્રી વટાવ ખાતે ઉધાર.
| ૦ા રજીદર કર્યું. ગીરનારની હૂંડીકાટનું.
૧૨ાા ખોટ ગઇ ચાંદીના વેપારમાં ચોકસી લલ્લુભાઇના ખાતે જમા કરીને.
૧૨ાાા પા. ૬
૧૮ાાા
૭૯૭ાા~ શ્રી જણસે
૮૧૫ા~

## રોજમેળ પા. ૭

## ( મનો૦ ૭ પરથી મેળ )

શ્રી

સંવત્ ૧૯૫૮ ના પોષ સુદ ૨ શનિવાર તા. ૧૧ જાનેવારી ૧૯૦૨ નોમેળ.

જ

૭૯૭ા=શ્રી પુરાંત બાકી.

૫૧) ત્રવાડી દલસુખ જેઠાભાઇને ખાતે
| જમા.
૫૧) રોકડા. હા. પોતે. તેનું વ્યાજ રામ ૪ લેખે ઠરાવ્યું છે પા. ૪

૧૨૫) દેસાઇ નાથજી ભોગોલાલને ખાતે
| જમા. કાર્તગ શુદ ૧
૧૨૫) પાછલા દેવા. અમારે ખાતે ઉધારીને જમા પા. ૭

૫૧) શાહ પૂનમચંદ મૂળજીને ખાતે જમા કાર્તગ શુદ ૧
| ૫૧) પાછલા દેવા અમારે ખાતે ઉધારીને તમારે ખાતે જમા. પા. ૬

૩૦૦) શેઠ મોતીલાલ ગોકળદાસને ખાતે જમા.
| ૨૨૫ પટેલ નારણભાઈને ખાતે ઉપર.
૭૫) પંડ્યા રણછોડ ગલુરામને ખાતે ઉધાર

---

૩૦૦) જુનું લેણું આસામીવાર ઉધારીને જમા લખ્યું છે. પા. ૧

ઉ

૧૧૦) દેસાઇ હરિભાઇ ભીમભાઇને
| ખાતે ઉધાર.
૧૧૦) રોકડા હા. તમને પોતાને ધીર્યા છે ને તેના પેટામાં તમારી દુકાન કબજા ગીરો રાખી છે. પા. ૪

૧૭૬) શેઠ મોતીલાલ ગોકળદાસને
| ખાતે ઉધાર કાર્તક શુદ ૧
૧૨૫ દેસાઈ નાથજી ભોગીલાલને ખાતે જમા.
૫૧) શાહ પૂનમચંદ મૂળજીને ખાતે જમા

---

૧૭૬ પાછલું દેવું છે તે આસામીવાર જમા કરીને પા. ૧

૨૨૫) પટેલ નારણભાઇ રેવાભાઇને ખાતે ઉધાર કાર્તગ શુદ ૧
૨૨૫) પાછલા લહેણા. અમારે ખાતે જમા કરીને તમારે ખાતે ઉધાર્યા છે. પા. ૬

૭૫) પંડ્યા રણછોડ ગલુરામને ખાતે ઉધાર કાર્તગ શુદ ૧
૭૫) બાકી લેહેણા અમારે ખાતે જમા કરીને તમારે ખાતે ઉધાર્યા છે. પા. ૫

## રોજમેળ પા. ૮

૧૫૧)કોઠારી હરજી કેવળભાઇને ખાતે જમા.

| ૧૦૦) રોકડા.

૫૧) છુટા દર ૬૬ લેખે.

૧૫૧) હા. પોતે જમા કરાવી ગયા છે. પા. ૭

ાાા઼ાા શ્રી વટાવ ખાતે જમા.

| ાાા઼ાા છુટા રૂ. ૫૧)ના રાખ્યા તેના વટાવના.

પા. ૬

૬) શ્રી વ્યાજખાતે જમા.

૪) ચડાવાના ઘાંચી જીવાને ખાતે ઉધાર.

| ૨) સેખ ડોસુ કાલુને ખાતે ઉધાર.

૬)

પા. ૮

૧૦) ગાંધી બાપુલાલ ગુલાબચંદ ને ખાતે જમા.

૧૦) રોકડા અનામત મુકી ગયા છો. પા.

૬૯પાા઼ાા

૧૪૯૩)ાા

૨૪) ઘાંચી જીવા કાલુને ખાતે ઉધાર

૨૦) રોકડા.

૪) ચડાવાના.

૨૪)એ રીતે ચોવીસું કાંધુ કર્યું. દરમાસે રૂ ૨) એ ભરવાનો ઠરાવ છે. પા. ૩

પા. ૩

૭) મહેતા મણીલાલ મૂળજીને ખાતે ઉધાર.

૭) ઉછીતા હા. પોતે લઇ ગયા છો.

૧૦૦) સેખ ડોસુ કાલુને ખાતે ઉ.

૯૮) રોકડા.

૧) ખાતુ મંડામણી.

ાા કોથળી છોડામણી.

ાા હકસાઇનો.

૧૦૦) એ રીતે રૂ. સો ધીર્યા છે, ને તેનું વ્યાજ રાભ દસ લેખે. પા. ૮

૭૧૭)

૭૭૬)ાા શ્રી જણસે.

૭૪૬ાા઼ રોકડા.

૨૯ાા઼ાા છુટા દર ૬૪.

૭૭૬)ાા

૧૪૯૩)ાા

## રોજમેળ પા. ૯

# મનો. ૮ પરથી મેળ.

શ્રી

સંવત્ ૧૯૫૮ ના પોષ વદ ૭ ને વાર ગુરૂ તા. ૩૦-૧-૧૯૦૨.

| જ | ઉ |
|---|---|
| ૭૭૬)ાા શ્રી પુરાંત બાકી. | ૭૫) પટેલ દેસાઇ કુબેરને ખાતે |
| ાા દેસાઈ નાથજી ભોગીલાલને ખાતે જમા કાર્ત્તગ સુદ ૧. | ૭૩ાા રોકડા. |
| ાા જમાખરચ વ્યાજ ખાતે ઉધાર બા. સં. ૫૭ ની સાલનું વ્યાજ. પા. ૭ | ૧ાા હકસાઇ તથા મંડામણીના સેંકડે ટકા બે. |
| ૧૦) પટેલ નારણ રેવાભાઇને ખાતે જમા. | ૭૫) એ રીતે ધીર્યા તેનું વ્યાજ રામ આઠ લેખે ઠરાવ્યું છે. પા. ૨ |
| ૧૦) રોકડા હા. પોતે ભરી ગયા છે. પા. ૬ | ૧૩ાા પટેલ નારણ રેવાભાઇને ખાઉધાર કાર્ત્તગ સુદ ૧. |
| ૩) ૬ શાહ પૂનમચંદ મૂળજીને ખાતે ઉ. કાર્ત્તગ સુદ ૧. | ૧૩ાા જમાખરચ વ્યાજખાતે જમા સ. ૫૭ ની સાલનું વ્યાજ ગણ્યું. પા. ૬ |
| ૩)૬ જમાખરચ વ્યાજ ખાતે ઉધાર બા. સ. ૫૭ ની સાલનું વ્યાજ. પા. ૬ | ૯૭ાા દેશાઈ નાથજી ભોગીલાલને ખાતે ઉધાર. |
| ૧૯ાા શ્રી વ્યાજખાતે જમા. | ૯૦) રોકડા મુદ્દલ પેટે. |
| ૧ાા જમાખરચ પટેલ દેસાઇને ખાતે ઉધાર. | ાા રોકડા વ્યાજના. |
| ૧૩ાા જમાખરચ પટેલ નારણને ખાતે ઉધાર. | ૯૭ાા હા. પોતે. પા. ૭ |
| ૪ાા જમાખરચ પંડયા રણછોડને ખાતે ઉધાર. | ૪ાા પંડ્યા રણછોડ ગણુરામને ખાતે ઉધાર કાર્તગ સુદ ૧. |
| ૧૯ાા પા. ૮ | ૪ાા જમાખરચ વ્યાજખાતે જમા બા. ૫૭ની સાલનું વ્યાજ નીકળ્યું તે. પા. ૫ |
| ૧૧૦) દેસાઇ હરિભાઇ ભીમભાઇને ખાતે જમા. | ૧૦ાા૬ શ્રી વ્યાજ ખાતે ઉધાર. |
| | ાા દેસાઇ નાથજીને ખાતે જમા. |
| | ૩)૬ શાહ પૂનમચંદને ખાતે જમા. |
| | ૧૦ાા૬ આસામીવાર જમા કરીને આ ખાતે ઉધાર. પા. ૮ |

રો. પા. ૧૦

૧૧૦) જમાખરચ. ઇમારત ખાતે ઉધાર. બા. દુકાન કબજા ગીરો હતી તે વેચાણુ લીધી માટે મજરે લીધા છે.

પા. ૪

૭) મહેતા મણુીલાલ મૂળજી ને ખાતે જમા.

૭) રોકડા આપી ગયાછો.

૫૧) શેઠ મોતીલાલ ગોકળદાસ ખાતે જમા.

૫૧) જમાખરચ ગરાસીઆ જીવણુજી દલજીને ખાતે ઉધાર. બા. જુના વહિવટના લહેણુા હતા તે ખાતે ચડાવ્યા છે.

પા. ૧.

૨૦૮)૬

૫૮૪)૯

૩૫૫) શ્રી ઈમારત ખાતે ઉધાર.

૩૫૧) દુકાન ૧ દેસાઈ ભીમભાઇ પાસેથી વેચાણુ રાખી.

૪) ખત કરામણુી.

૩૫૫) પા. ૩

૧૦) ગાંધી બાપુલાલ ગુલાબચંદને ખાતે ઉધાર.

૧૦) રોકડા અનામત હતા તે લઈ ગયા છો.

૫૧) ગરાસીઆ જીવણુજી દલજીને ખાતે ઉધાર. ૫૫ ના ચૈત્ર સુદ ૧૨.

૫૧) જમાખરચ હા. અમારે પોતાને ખાતે જમા. બા. તમારી પાસે લહેણુા છે, તેનું ખત આજે હાથ લાગવાથી ખાતે ચડાવવા સારૂ તમારે ખાતે ઉધાર.

પા. ૩

૬૧૭)૬

૩૬૭)ળ॥ શ્રી જણુસે.

૩૪૨॥ રોકડા.

૨૫॥ળ॥ રુપૈયા દર ૬૪.

૩૬૭)ળ॥

૫૮૪)૯

## રોજમેળ પા. ૧૧.

### ( અનો. ૯ પરથી મેળ. )

સંવત્ ૧૯૫૮ માહા સુદ ૫ તા. ૧૩-૨-૨ ને વાર ગુરૂનો મેળ.

**જ**

૩૬૭)ાા શ્રી પુરાંત બાકી.
૩) શ્રી ખરચ ખાતે જમાં.
| ૩) જમાખરચ ઘાંચી જીવાને ખાતે ઉધાર બા. તોરાના પા. ૨.
૫૬ા શ્રી બાજરી વકરા ખાતે જમાં.
| ૨૩ા= બાજરી મણ ૧૫ દા. ૧ાા−
૧૫ાા= બાજરી મણ ૧૦ દા. ૧ાા− શાહ હીરાચંદને ખાતે ઉધાર.
૯ા= બાજરી મણ૬ દા.૧ાા−
૭ાાા− બાજરી મણ૫ દા.૧ાા−
૫૬ા પા. ૧૦
૬૬૦) ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ખાતે જમા.
| ૬૬૦) જમા ખરચ શ્રી હેમ ખરીદી ખાતે ઉધાર બા. ઉધારે માલ લીધો છે. પા. ૭.
૧૩૮) અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇના ખાતે જમાં.
| ૧૩૮) રોકડા હા. ગુમાસ્તો ગોપાળ ભરી ગયોછે. બાબતે ઘી ખરીદવાને સારૂ પા. ૯

૮૫૭

૧૨૨૪ા૦ાા

**ઉ**

૫૭ાા=ા શ્રી બાજરી ખરીદી ખાતે ઉધાર.
| ૫૭ા= બાજરી મણ૫૧) દર મણના રૂ ૧)=
૦ા૦ા ખરાજાત દર મણે એક પાઇ.
૫૭ાા=ા પા. ૧૦
૧૫ાા= શાહ હીરાચંદ ઝવેરને ખાતે
| ૧૫ાા= જમાખરચ બાજરી વકરા ખાતે જમાં પા. ૩.
૯ા= શ્રી ખરચ ખાતે ઉધાર.
| ૯ા= ગાય રાખી છે પા. ૨
૧ાાા−પા. દેસાઇ કુબેરને ખાતે ઉ.
| ૧ાાા− ચુનારા રામાની વતી તમારે ખાતે ઉધાર. બાબતે બાજરીમાં બાકી રહ્યા તે તમોએ કબૂલ્યાછે. પા.૨
૬૬૦)=ાા શ્રી હેમ ખરીદખાતે ઉધાર.
| ૬૬૦) જમા ખરચ ચોકસી લલ્લુને ખાતે જમાં. હેમ તોલા૩૦ દા ૨૨ ૦)=ાા તોલામણ.
૬૬૦)=ાા પા. ૯.
૩) ઘાંચી જીવા કાલુને ખાતે ઉધાર.
| ૩ ) જમાખરચ બાબતે જુનો તોરો લઈ ગયો છે. પા. ૩

૭૪૭ાા−ાાા

૪૭૬ાા=ાાા શ્રી જણસે.
૪૫૦ાા રોકડા.
૨૬)=ાાા છુટા દર ૬૪.

૪૭૬ાા=ાાા

૧૨૨૪ા૦ાા

રોજમેળ પા. ૧૨.

## ( મનો. ૧૦ પરથી મેળ. )

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના ફાગણ સુદ ૪ ને વાર બુધ તા. ૧૨–૩–૦૨નો મેળ.

જ ઉ

૪૭૬ાા=ાા શ્રી પુરાંત બાકી.
૨૨૪ા– અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇને ખાતે જ.
૨૨૪ા– જમાખરચ રૂ ખરીદી ખાતે ઉધારીને પા. ૯.
૨૫ા– શ્રીબાજરી વકરા ખાતે જમા.
૨૫ા– બાજરી મણ ૧૫ દા. ૧ાા≈ ખરા ઉપજ્યાછે. પા. ૧૦.
૧૨૪ાાા≈ શ્રી રૂ વકરા ખાતે જમા.
૫૧ાાા= રૂ મણ ૧૦ દા.૫)≈
૧૮ાાા– જમાખરચ દેસાઇ નાથજીને ખાતે ઉધાર.
૧૦ાા જમાખરચ બાબતે ખરચ ખાતે ઉધાર.
૫૩ાા જમાખરચ પરી. દેવજીભાઇને ખાતે.
૧૨૪ાાા≈ પા. ૧૦.
૪૭) શ્રી હેમ વકરા ખાતે જમા.
૪૭) સોનું તોલા ૨ દા.૨૩ાા હા. દેસાઇ નાથજીને ખાતે ઉધાર. પા. ૯.
૯) શ્રી ખરચ ખાતે જમા.
૯) જમા ખરચ દેશાઇ નાથજીને ખાતે ઉધાર પા. ૨.

૨૨૮) શ્રી રૂની ખરીદી ખાતે ઉધાર.
૨૩૧ા રૂની ગાંસડીઓ પાંચ વજન મણ ૫૦ દા. ૪ાા=
૮)–ાા વળતર તથા મુદતના.
૨૨૩)=ાા સેંકડે ટકા ૩ાા.
૧)=ાાઆડતના દા.૦ાા ટકો.
૨૨૪ા–જમાખરચ અમદાવાદના પટેલ મોતીલાલને ખાતે જમા.
૩)≈ રેલ્વે નુરના ભર્યા.
૦ાા ગાડાનું બાડું થયું.
૨૨૮) પા. ૧૦
૮૪ાાા– દેસાઇ નાથજી ભોગીલાલને ખાતે ઉધાર.
૧૦) રોકડા. હા. પોતે.
૧૮ાાા– રૂમણ ૩ાા દા.૫ાા= વકરા ખાતે જમા.
૪૭) હેમતોલા ૨દા.૨૩ાા વકરા ખાતે જમા.
૯) ગાયના ખરચ ખાતે જમા.
૮૪ાાા– પા. ૭
૩૩)– શ્રી ખરચ ખાતે ઉધાર.
૧૦ાા રૂ મણ ૨ દા. પા.

૨) શાહ હીરાચંદ ઝવેરને ખાતે
જમા.
૨) જમાખરચ હા. ખરચ
ખાતે ઉધાર બા. ખારવાં
નંગ એના. પા. ૩.
૧૩૬॥ પરી. દેવજી કાશીદાસને ખાતે.
૧૩૬॥ ઘી મણ ૧૩ દા. ૧૦॥
ના ભાવે અમે ખરીદ કર્યું
તેના પા. ૫.
૮૫) પટેલ દેસાઈ કુબેરને ખાતે જમા.
૧૩) રોકડા ભર્યા.
૩૨) કમોદ કળશી ૧ આપી
૪૦) બળદ નંગ ૨ ખંડયા.
૮૫) પા. ૧
૧૮॥= શ્રી વટાવ ખાતે જમા.
૧૫) નફાના. બળદ ૨ ૨૦)
થી ખંડેલો ૨૩૫) માં
વેચ્યો.
૩) નફાના. ડાંગર કળશી
૨૩૨) થી રાખી ૨૩૫)
માં વેચી
૦॥= આડતના. અમદાવાદના
પટેલ મોતીભાઇને ખા-
તે ઉધાર.
૧૮॥= પા. ૬
૬૭૨॥
૧૧૪૫॥=॥

૨) ખારવાં ૨. શાહ હીરા-
ચંદને ખાતે જમા.
૦॥- ૨ની પીંજામણી.
૨૦) બળદ ૧ રાખ્યો.
૩૩)- પા. ૨.
૫૩॥ પરી. દેવજીભાઇ કાશીદાસને
ખાતે ઉધાર.
૫૩॥ જમાખરચ હા. ૨
વકરા ખાતે જમા. બા. ૨
મણ ૧૦ દા. ૫॥= થી લઇ
ગયા છો પા. ૫.
૧૩૭,= અમદાવાદના પટેલ મોતી-
લાલ શામળભાઇને ખાતે
ઉધાર.
૧૩૬॥ ઘી મણ ૧૩ દા. ૧૦॥
થા રાખી ચડાવ્યું
તેના હા. દેવજીભા-
ઇને ખાતે જમા.
૦॥= આડતના દા. ૦॥
૧૩૭,= પા. ૯
૩૫) ચોકસી લલ્લુભાઇ લખમી-
દાસને ખાતે ઉધાર.
૩૫) બાબતે ઝવેરી શામ-
ળભાઇ જમનાદાસને ડાંગર
આપેલી તેની કિમતના તમને
કબુલાવ્યા છે પા. ૭
૫૭૨)-
૫૭૭॥-॥ શ્રી જણુસે
૫૫૫॥ રોકડા
૧૯)-॥ છુટા દા. ૬૪
૩) ઉપર ટપકે લહેણા
૩) ભટ ભોળાનાથ
ઉત્તમરામ લઇ ગયાછે
૫૭૭॥-॥
૧૧૪૫॥=॥

